સુધરેલી રીત મુજબ

વર્નાક્યુલર ટેક્સ્ટ બુક્સ રીવિઝન કમિટીએ

તૈયાર કરેલી.

# ત્રીજી ચોપડીના અર્થ.

જેની અંદર અર્થ; કવિતાની સમજુતી; પાઠના સવાલ તથા સાર; ભૂગોળના સવાલ; પાઠવાર અઘરા શબ્દો; તથા જોડાક્ષર; ડ્રિલ; ધાત વગેરે.

રચનાર—મેસર્સ. સી. ડી. શાહ. એન્ડ કો.
રચનારનું ઠેકાણું-શાહપોર-સુરત

પ્રસિદ્ધ કર્તા—C. M. Shah.
પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું-શાહપોર-સુરત



છાપનાર—નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમ.
છાપવાનું ઠેકાણું-'શંકર' પ્રી. પ્રેસ ચૌટાના પુલપર-સુરત.

સવંત ૧૯૮૦.] કિંમત રૂ. ૦-૫-૦. [સને ૧૯૨૪.

મેસર્સ. સી. ડી. ... એન્ડ કું. કૃત.

# ત્રીજી ચોપડીના અર્થ.

પાઠ ૧.

બાળપોથી=નાના છોક-
રાંને ભણવાની ચોપડી
મૂળાક્ષર=સ્વર અને
વ્યંજન
બારાખડી=પદ
રમુજી=ગમત આપનાર
લાભ=ફાયદો
જોડાક્ષર=જોડેલા અક્ષર
જ્ઞાન=સમજ; ભાન
જોગ=લાયક
હકીકત=વાત
સરસ=સારી; મનને
પસંદ પડે એવી
લાગણી=હોંસથી
ચિત્રો=ચિતરામણ; છબી
આનંદ=ખુશી
હોશિયારી=ખબરદારી
વાક્ય=એક અથવા વધારે
શબ્દો મળીને મનમાં
ધારેલો વિચાર જેથી
પુરો જણાવાય તે
વાર્તા=વાત
બોધ=શિખામણ
બારીક=ઝીણી
મુકાબલો=સરખામણી
ભૂગોળ=પૃથ્વીનો ગોળો
અધિકારી=ઉપરી
માહીતી=ખબર
રસીલી=ગમત ભરેલી
સંબંધી=વિષે, બાબત
સારી=રૂડી
નમુના=નકલ
નજર કરો=ધ્યાન આપો,
વિચારો
સામાન્ય=રોજ વપરા-
શમાં આવતી
વર્ણન=વિગતવાર કહેવું
તે, બયાન
તોળવા=જોખવા, તોકવા
સોદો=માલ; ચીજ
છેતરાશો=ઠગાશો
ઉતાવળે ભણ્યા ન પાકે
ઘણી ઝડપ કરવાથી
કામ થાય નહિ
ધ્યાન=ચિત્ત; મન
ખાતરી=ભરોસો
પોપટીયું=ઉપલકીયું;
સમજ વગરનું
જુની ચોપડી=પાછલી
ચોપડી; બીજી, પહેલી
બાળપોથી.

સાર—(૧) ભણવામાં
ઉતાવળ કરવી નહિ (૨)
જે વાત વાંચવામાં આવે
તે ખરી છે કે ખોટી
તેની જાતે માહીતી
મેળવવી.

પાઠ ૨. ભાગ ૧.

લિપિ=ભાષા
સિવાય=વગર
બાહાદુરી=બાહોશી
જુના=પહેલાંના

પંડીતો=વિદ્વાન; ઘણું ભણેલા
માથું=ઉપલો ભાગ
અંક=આંકડા
અનુસ્વાર=ટપકું
વિસર્ગ=અર્ધ હકારનો ઉચ્ચાર થાય એવું ચિહ્ન: અક્ષરની જોડે બે મીંડાં મૂકવાં તે
પ્રમાણે=મુજબ

પાઠ ૨. ભાગ ૨.

નીપજે=થાય
લહીઆ=સારા અક્ષરનો લખનાર
લપટાવું=ફસાઇ પડવું
લાલચ=લોભ
નર્યા=રોગ વગરના
જાતે=પોતે
શ્રદ્ધા=ભરોસા, વિશ્વાસ
ઉદ્યોગી=મહેનતુ
ચેન=સુખ, નિરાંત
ઠાઠ=ડોળ, ભપકો
ફાંકડા=સહેલાણી છેલ
ખાલી=નકામાં; ફોકટ
અણુમતું=અણઘટતું
અસલ=અગાઉ
વિદ્યાભ્યાસ=ભણવું તે
ઝાઝો=ઘણો
મેળવી=સરખાવી

પાઠ ૩.

ટટ્ટુ=નાનો ઘોડો
બજાર=હાટ, ચૌટું
દોરે=લગામ પકડીને આગળ ચાલે
છતે=છે
કડકડતો=પુરેપુરો
કળિયુગ=ખરાબ વખત
દૂર=છેટે
બૂમ=હાક
બુદ્ધિ=અક્કલ
ફરી ગઇ=જતી રહી
રાજાના કુંવર જેવા=કોમળ
ખરે બપોરે=મધ્યાનકાળે
હંકાડે=ચલાવે
ખર્ચુંપાન=ઘરડો વૃદ્ધ
શરમાઇ=લજવાઇ
જોસબંધ=જોરથી
શ્રાવક=જૈનધર્મ માનનાર
સંઘ=જાત્રાળુઓનું ટોળું
ઘાતકી=દયા વગરનો; નિર્દય
ભાર=વજન, બોજો
વીખરાઇ જશે=અછવાઇ જશે
ખભે=ખાંધે
વખતસર=બરાબર વખતે
પૂલ=નદી કે ખાડી પરથી જવા આવવાને માટે બાંધેલો રસ્તો
તોફાન=મસ્તી
ફીકે મોઢે=ફીકે મોઢે; દીલગીર ચહેરે
પસ્તાયા=દીલગીર થયા
સલાહ=વિચાર
દશા=હાલ,હાલત,સ્થિતિ

સાર—આપ બુદ્ધિએ જયજયકાર, પરબુદ્ધિએ પ્રલયકાર, માટે આપણી પોતાની બુદ્ધિ પ્રમાણે ચાલવું. પણ આપણી બુદ્ધિ ખરે રસ્તે દોરવે છે.

છે માટે તેનો વિચાર કરવો.

પાઠ ૪.

ધણીધણિઆણી=ધણી પુરુષ
ઈશ્વરભક્તિ=ઈશ્વરનું ભજન
ગાળતાં=ગુમાવતાં, કાઢતાં
નરસિંહ ચૌદશ=વૈશાખ સુદ ચૌદશ
રૂપ=દેખાવ; શોભા, ખુબસુરતી
ભંડાર=ખજાનો
વાણીથી=બોલથી
પેદા=ઉત્પન્ન
ગુજરી ગયા=મરી ગયા
ઉછેરવા=મોટાં કરવા
મા પર આવી પડયું=માને માથે પડયું
સ્વભાવ=ખાસીયત
સલાહ=વિચાર
મદદ=આશરો
અસર=લાગણી
પરગજુ=પારકાના પર ઉપકાર કરનાર
નીવડયો=નીકળ્યો
અભ્યાસ=મહાવરો, મંડયા રહેવું તે
શિક્ષક=મહેતાજી; ગુરુ
માનીતો=વહાલો; પ્યારો
નાનીમોટી=સહેલીઅઘરી
બાબત=વિષય
ઇચ્છે=ચાહે
માઠું=ખોટું
સાંઢ=આખલો; ગોધો
પછાડી=પટકી; અફાળી
ધાર=રેશો
ખડખડ હસવા લાગ્યા=મશ્કરી કરવા લાગ્યા
અંતઃકરણ=મન, દીલ
એકદમ=ઓચિંતી
ફેંટો=માથે બાંધવાનું લુગડું
પાટો=લુગડાનો ચીરો
ઘા=જખમ
વખાણ=સારું કહેવું તે
જીવતો ઘેર આવત નહિ=મરી જતે
ખસ્યો નહિ=ગયો નહિ
વૈદ=દેશી દાક્તર
શુદ્ધિ=ભાન
પરગજુપણું=પરોપકાર; પારકું ભલું કરવાનો ગુણ
આશ્ચર્ય=નવાઇ

પાઠ ૫.

ઉમંગ=હરખ
ગુજરાન=ભરણપોષણ
પ્રીતિ=હેત; પ્યાર
દયાથી ઉભરાઇ આવ્યું=ઘણીજ દયા આવી
ખાડા પડયા=બેસી ગયું; ઉંડા પડયા
જીવ આવ્યો=શુદ્ધિ આવી
આશીષ=દુવા; આશીર્વાદ
ખુંચેલો=પેસી ગએલો
કાંઠે=કિનારે
ડુબતો=બુડતો
ઉંધે=અવળો
ટાંગી=લટકાવી
પાડ=ઉપકાર
ઈનામ=ભેટ; બક્ષીસ

ચૌભામ=ચૌટી કવાય
ધાડું=ગીધ
જંગલી=ફાડી ખાનાર
પેઠો=ગયો
કૃપાથી=મહેરબાનીથી
ઇજા=દુ:ખ
બાંધવ=દોસ્તદાર
સહીસલામત=સુખેથી, જોખમ કે અડચણ વગર
વિવાહ=લગ્ન
સામેલ=દાખલ

સાર—આપણે દરેક માણસના ઉપર ઉપકાર કરતા રહેવું જેથી ઇશ્વર આપણા પર ખુશી થશે અને આપણું ભલું થશે

પાઠ ૬.

અદલ=વાજબી
ઇન્સાફ=ન્યાય
પૈસાદાર=પૈસાવાળો
ગામઠી=મહેતાજીની
વળગ્યો=લાગ્યો
નસીબદાર=નસીબવાન; ભાગ્યશાળી
ધંધામાં=રોજગારમાં
ફાવતો ગયો=વધતો ગયો
ધન=પૈસો; દોલત
કીમતી=ઘણી કિંમતનો
ઘરેણાં=દાગીના
ઘડાવ્યા=કરાવ્યાં
દોલત=પુંજી
ખરીદ્યા=વેચાતા લીધા
આબરૂ=કીર્તિ
મરણ પથારીપર પડયા=મરવા પડયા
મરણ=મોત
મિલ્કત=પુંજી, દોલત
ભાગ=હિસ્સો, વહેંચણ
વર્હીશું=આપીશું
ત્રીજો ભાગ=ત્રણ ભાગ માનો એક ભાગ
નવમો ભાગ=નવ ભાગ માનો એક ભ ગ
કબુલાત=વચન; મોઢાનો કરાર
દહાડોપાણી=મરણ પાછળનો ખરચ
તોડ=ફેંસલો; નિકાલ
દિવાન=પ્રધાન; વજીર
ઉમેર્યો=વધાર્યો
ખબર=જાણ; માલમ
વાહવાહ=વખાણ

પાઠ ૭.

પોળ=શેરી
લખોટે=મજે
સુશોભિત=દેખાવડા
અટકાવ્યો=રોક્યો
નજીવી=નકામી, માલ વગરની
ટેવ=આદત
પાપી=દુષ્ટ
સજા=શિક્ષા
આસપાસ=આજુબાજુ
આકાશ=ગગન
અંતર=મન
આભાસ=અજવાળું; તેજ
ચાસ=ખેતરમા હળે કરીને પાડેલા આડા ઉભા લીટા
પાસ=પાસે, નજીક

વિશ્વપતિ=દુનિયાનો ધણી; પરમેશ્વર
વાસ=મુકામ; રહેઠાણ
ભોંયમાં=જમીનમાં
ઘડીએ=કરીએ; રચીએ
ઘાટ=વિચાર
જગતનો તાત=દુનિયાનો બાપ; પરમેશ્વર
ખોળીએ=શોધીએ
કણી=રજકણ, ઝીણામાં ઝીણો ભાગ
કામ=માટે
જગકર્તા=દુનિયાના બનાવનાર, પરમેશ્વર
વિના=વગર
ઠાલું=ખાલી; ખાલી
ઠામ=ઠેકાણું

સાર–પરમેશ્વર બધેજ ઠેકાણે છે માટે આપણે ખોટા કામ કરતા બીવું (ખોટાં કામ કરવાં નહિ).

સમજુતી—આપણી આજુબાજુએ, ગગનમાં, અને મનમાં પરમેશ્વરનું તેજ છે. શ્વાસ અને શ્વાસની પાસે પણ પરમેશ્વરનું રહેઠાણ છે (૧) ભોંયમાં પેસીને ભોંયરામાં કાંઇ વાત કરીએ અથવા મનમાં નઠારા (કોઇનું ભુંડું કરવાના) વિચાર કરીએ તો તે પરમેશ્વર જાણે છે. (૨) રજકણ મૂકવાને માટે પરમેશ્વર વગરની કોઇપણ જગા શોધીએ પણ પરમેશ્વર વગરની કોઇપણ જગા ખાલી મળે નહિ મતલબ કે બધેજ પરમેશ્વર છે. (૩)

પાઠ ૮.

વિશ્વસ્વામી=ઇશ્વર; દુનિયાનો ધણી
શીશ=માથું
નામી=નમાવી
શીશનામી=માથું નમાવી, પગે લાગી
આપદા=દુઃખ
ઉગારો=બચાવો
દીનાનાથ=ગરીબનો ધણી પરમેશ્વર
આધાર=આસરો, ટેકો; મદદ
પાળનાર=પોષણ કરનાર
સદા=હંમેશા, દરરોજ
ઉપકારો=પાડ; આભાર
રંક=ગરીબ
અજ્ઞાન=સમજણ વગરનો; અણસમજુ
પ્રાણી=જીવ
તું થી=તારાથી
અજાણી=[illegible]
ન અજાણી=અજાણી નથી; જાણીતી છે.
ક્ષમા=માફી
વાંક=ગુનો; તકસીર
મતિ=બુદ્ધિ; અક્કલ
છેક=ઘણીજ
દીલ=મન; અંતર
ધારો=આણો; લાવો
કુટુંબી=કુટુંબના
જનો=માણસો
[illegible]=નીરોગી; તંદુરસ્ત

| | |
|---|---|
| શક્તિ=બળ | નિવારો=દૂર કરો, મટાડો, |
| દાસ=સેવક; ચાકર | ટાળો |

સમજુતી—અરે ! દેવના પણ દેવ ! હે જગતના ધણી (પરમેશ્વર) હું તમને પગે લાગીને પ્રાર્થના કરું છું કે હે દયાળુ તમે મને દુઃખથી બચાવો. હે ગરીબોના બેલી (પરમેશ્વર) મને ફક્ત તારોજ આસરો છે. (૧) હે પરમેશ્વર તમે હમેશાં દુખ મટાડનારા છો, બધાનું પોષણ કરનારા છો; તમે મારાપર કરોડો ઉપકાર કર્યા છે. હે ગરીબોના બેલી (પરમેશ્વર) મને ફક્ત એક તારોજ આસરો છે. (૨) હું ગરીબમા ગરીબ અને સમજણ વગરનો જીવ છું, મારી કાંઇ પણ વાત તમારાથી અજાણી નથી, (મતલબ કે બધીજ તું જાણે છેજ) હે દયાળુ મારો ગુનો માફ કરો. હે ગરીબના બેલી (પરમેશ્વર) મને ફક્ત એક તારોજ આસરો છે. (૩) અમે નાના છોકરાઓ હાથ જોડીને (કરગરીને) કહીએ છીએ, કે હે પ્રભુ અમારી બુદ્ધિ ઘણીજ ઓછી છે, માટે મહેરબાની કરીને અમારી માગણી મનમા લાવો, હે ગરીબોના બેલી (પરમેશ્વર) મને ફક્ત એક તારોજ આસરો છે. (૪) અમે ને અમારાં જે સગાવહાલાં છે તે બધાં શરીરે સુખી (તંદુરસ્ત) અને જબરાં રહીએ, તમે અમને હમેશા સદ્‌બુદ્ધિ આપજો. હે ગરીબોના બેલી (પરમેશ્વર) મને ફક્ત એક તારોજ આસરો છે. (૫) મેં તમારી જરા પણ સ્તુતિ કરી નથી, તેમજ આપના ગુણ ગાવાની (ભજન કરવાની) શક્તિ મારામાં નથી, તોપણ દયા લાવીને (મહેરબાની કરીને) સેવકના દુઃખ મટાડો, હે ગરીબોના બેલી (પરમેશ્વર) મને ફક્ત એક તારોજ આસરો છે. (૬)

| | | |
|---|---|---|
| પાઠ ૭ | રહેવા માટે ભોંયમાં | છાયેલ=ઢાંકેલ |
| દર=નાનાં પ્રાણી પોતાને | જે બાકાં પાડે છે તે | પંજામાં=પકડવામાં, ઝપાટામાં |

સપડાયલો=પકડાયલો; ઝલાયલો
કાલાવાલા=કરગરીને કહેવુ તે; આજીજી
ગુનો=વાંક
આફત=આપદા; દુઃખ
સેવક=ચાકર, દાસ
જીવતદાન=કોઇનો જીવ બચાવવો તે
હસીને=મશ્કરી કરીને
મગરૂરી=શેખી, પતરાજી
ગર્વ=મગરૂરી
વન=જંગલ
ભાન=સમજ, અક્કલ
જાળ=ફાંદો
ફાંફા=ખોટી મહેનત
છુટયું=નીકળાયું
અકળાયો=ગભરાયો
વખો=ઘાંટો
વાળવાનો=આપવાનો
મહારાજ=મોટો રાજા
બજાવશે=કરશે
છુટો થયો=નીકળ્યો
અત્યારે=હાલ; હમણાં
સાંભરતી=યાદ આવતી
હસતો હતો=મજાક કરતો હતો
તરણા સરખું=તણખલા જેવું; નકામું, નજીવુ
બેવડો=બમણો
સાર—ગર્વ કરવો નહિ

પાઠ ૧૦.

પરચુરણ=જુદી જુદી જાતના
ફેરી=વેચવા ફરવું તે
ફેરી કરી=ફરીને છુટક વેચી
ગુજરાન=ગુજારો
ઘરાક=સોદો લેનાર
ખોટી=બેરવાજબી
કિંમત=માલ
છેતરતો=ઠગતો
શાખ=આબરૂ; ભરોસો
ઠરાવ્યા=નક્કી કીધા
સામાન=વસ્તુ; ચીજ
પ્રમાણિક=વહેવારમાં સાચો
પ્રમાણિક રહેનો=ખરી રીતે ચાલતો
મોહનમાળા=ડોકમાં પહેરવાની સોનાની માળા
જડી=મળી
પોલીસ=રૈયતનું રક્ષણ કરનાર માણસ
થાણું=ચોકી
પોલીસ થાણાનો અમલદાર=નાયક
ફરજ=જરૂર; અગત્ય
વાણી=બોલ; શબ્દ
માફક=પેઠે
કમાયો=પેદા કીધું
દુકાન=માલ વેચવાનું ઠેકાણું
શરૂ કર્યો=કરવા માંડયો
ભાવ=કિંમત; મૂલ
કાશી=ગંગા નદી પર શહેર છે; બનારસ
આમલ=ઝાડવાળા; તાજુ
હોમેશા=ઝાડો ને ઉલટી થાય તે રોગ

ભાગ્યે પડવાથી=થવાથી
મહા મુશ્કેલી=મોટી મુશીબત
વિધવા=જેનો ધણી મરી ગયો હોય તે સ્ત્રી
ધન્ય=શાબાશ

સાર–કોઇનું પણ હરામનું લેવાની કદી ઇચ્છા રાખવી નહિ જો આપણે કોઇનું હરામનું લઇએ તો તેની સાથે આપણી પાસે હોય તે પણ જાય

પાઠ ૧૧.

ખેડી ખાવાને=ખેતી કરવાને
ઢુરંગ=ઢોર; ડેઢખે તું
ઝ ઢ=ઢોર; નાઢ, અાઢત
જાપ્તો=ચોકસી; તજવીજ
લાગ=દાવ
ધનવાન=પૈસાદાર, શ્રીમંત
વિકટ=બિહામણું
રાહ=વાટ
ચોકીદાર=ચોકી કરનાર
દ્રવ્ય=નાણું
લૂટી=ચુચારી
પાળ=કોરણ
દોલતવંત=પૈસાદાર
મિઠાઇ=ગળ્યું ખાવાનું. બરફી, પેંડા, વીગેરે
સુખે=નિરાંતે
નસીબ=ભાગ્ય
ફ દોઇ=સુખડીઓ
ભેળવ્યુ=મેળવ્યુ
તાક્યું=ધર્યું, ઇચ્છ્યુ
મડદા=મુડદા, મરી ગએલાં પ્રાણીઓ
ગીધ=હાડી ખાનારું મોટું પક્ષી
મગર=અઢારીથી પચીસ ગજનું મોટું પાણીમાં રહેનારૂં પ્રાણી
વાવે=રોપે
લણે=કાપે
પામે=મળે

સાર–આપણે કોઇનું ભુંડું ઇચ્છવું નહિ પણ ભલું ઇચ્છવું કે જેથી ઇશ્વર આપણું ભલું કરે

પાઠ ૧૨.

વર્તણુક=રીતભાત
સહન થઇ શક્યું નહિ=ખમાયું નહિ
ઉપાય=ઇલાજ
ફોસલાવી=સમજાવી
જુલમ=અપરાધ
રૂચતી=ગમતી
નીચ=પાપી
કંઇ બાકી રાખતો નથી=ઘણુંજ કરે છે
ગંધર્વ=ગવૈયાની એક જાત, સ્વર્ગમાં ગાનાર
અપકાર=અવગુણ; ભુંડું કરવું તે
બળબળા=છાતી ભરાઇ આવેથી નરમ બોલવું
આકૃતો=અકળાઇ
ગુસ્સે થતા=કોપે ભરાતા

સાર—કોઇ આપ-

ભૂંડું કરે તોપણ આપણે તેનું ભલું જ કરવું જેથી ઈશ્વર આ- પણા પર રાજી થશે

પાઠ ૧૩.

અદલ=ખરો; વાજબી
રાજકાજ=રાજ કારભાર
કચેરી=દરબાર
ચર્ચા=વાતો; વિચાર
સાક્ષી=વાત જાણનાર
અચરજ=નવાઈ
હક=માલકી
ગજેપડુ=ખોટો હક ધ- રાવનાર

સાર—બીજાની વ- સ્તુ ગજે પડી લેવાની ટેવ રાખવી નહિ

પાઠ ૧૪.

ગૃહસ્થ=કુટુંબ કબીલા- વાળો; સારી સ્થિતિનો માણસ
કકડીને=વણીજ; સખત
નિસાસો=દુઃખ કે દીલ- ગીરીને લીધે શ્વાસ નાખવો તે
અભાગીઓ=કમનસીબ
કરમાઈ ગયું=ફીકું પડી ગયું; ઉતરી ગયું
નીચે=હેઠે
ફરમાવ્યું=હુકમ કીધો
ટેકો=આધાર, આસરો
કાયમ=હમેશાં
કદાપિ=કોઈવાર
તંગી=તગાસ; ભીડ
મટી=દૂર થઈ, ટળી

સાર—આપણી જ- ધી ઈંદ્રિયો સાજી છે માટે ઈશ્વરનો પાડ માનવો અને એ ઈંદ્રિયોનો સારો ઉપયોગ કરવો.

પાઠ ૧૫.

વસ્તી=વાસો, રહેઠાણ
મશ્કરી=મજાક
નોતરું=જમવાનું કહેણ
રંગીત=રંગેલો
સુશોભિત=દેખાવડો
ડાબરો=જરાક ઉંડો ને પહોળો
થાળ=મોટી થાળી
પીરસી=મૂકી
ચપચપ=ઝપઝપ
ખામી=ખાપણ, ખોડ
ભાવ=હેત, પ્યાર
ભોળા=પાપ વગરના
આગ્રહ=તાણાવાણ
માન્યા વગર=કબુલ કર્યા વગર
ખાતર=અરદાસ
સાદુ=અદબો
મોં મલકાવી=મનમાં હસી
સ્વાદે=લહેજતથી
શરમાયું=લાજવાયું

સાર—કોઈની મ- શ્કરી કરવી નહિ જો આપણે કોઈની મશ્કરી કરીએ તો તે આપણી કરે.

પાઠ ૧૬.

સત્ય=સાચું
સતનું=સત્યનું
ચિંતન કરવું=ધ્યાન

ધરવું
સત=સાચું
વાક્ય=શબ્દ, વચન
નિશ્ચય=નક્કી, નિરધાર
ઉચરવું=બોલવું
અસત્ય=ખોટું
જશથી=આબરૂથી
ઝળકીત=પંકાએલા, વખણાએલા
જગે=દુનિયામાં
બીજ=બી
વૃક્ષ=ઝાડ
વિશાળ=મોટું
ગુણકારી=ફાયદાકારી
ફળ=પરિણામ; ફાયદો
આશ્રય=મદદ
છાયતળે=શીળામાં
પરિતાપ=દુઃખ
વસે=રહે

પ્રગટે=ફેલાય
છળ=યુચ્ચો
દુષ્ટમતિ=નઠારી બુદ્ધિ
ભય=બીક, બી
હટે=નાશ પામે; જતો રહે
જેમ=બનાવ, કારણ
છુપાઈ જશે=ઢંકાઈ જશે જાહેરમાં આવશે નહિ
છેવટ=આખર
ઉજાસ=પ્રકાશ
ફરીને=બીજીવાર
દીપશે=પ્રકાશશે
આંચ=નુકસાન
ક્લેશ=દુઃખ
અનેક=ઘણાં
હરે=દૂર કરે; મટાડે
સમું=સરખું, બરાબર
અન્ય=બીજું

ખરે=નક્કી
અતિ=ઘણો; બહુ
વિશ્વપતિ=દુનિયાનો ધણી, પરમેશ્વર
રીઝશે=ખુશી થશે.
સ્વર્ગ=દેવોનું રહેઠાણ
રીઝો=ખુશી થાઓ

સાર-હમેશ સત્ય બોલવાથીજ લાભ છે. અને તેથી પરમેશ્વર ખુશી થાય છે.

જુઠામાં જુઠો માણસ પણ એક દિવસમાં જુઠા કરતા સાચું વધારે બોલે છે એ ઉપરથી ઇશ્વરને સાચું જ ગમે છે એમ સાબીત થાય છે.

સમજુતી—અરે મારે સત્યનું ધ્યાન ધરવું અને નક્કી સાચું વચન બોલવું કદાપિ ખોટું કામ કરવું નહિ, અને દુનિયામાં આબરૂથી પંકાયેલા રહેવું. (૧) સત્યના બીજથી સત્યનું મોટું ઝાડ થશે, અને તેના લાભકારી સારાં ફળ મળશે, સત્યરૂપી ઝાડની નીચે માણસો આસરો લેશો, તેથી તેમનાં દુઃખો જતા રહેશે અને બધાં સુખ મળશે. (૨)

૧૧૨૨૭



દુનિયાનાં બધાં કામ સત્યમાં ( સત્યને આધારે ) રહેલાં છે માટે અસત્ય કામ કરવાથી માણસ દુઃખમાં આવી પડશે. જેમ સત્યરૂપી સુરજનું તેજ ઘણું પ્રકાશશે, તેમ કપટ અને નઠારી બુદ્ધિ (સત્યની) બીકથી નાશ પામશે. ( જતી રહેશે ) (૩) કદાચ કોઇ કારણથી સત્ય ઢંકાઇ જશે ( જાહેરમા આવશે નહિ) તોપણ આખરે સત્યનોજ પ્રકાશ થશે. મતલબ કે સત્ય ઉઘાડું પડશે. જેમ સુરજ કદી વાદળાંથી ઢંકાઇ જાય છે; તોપણ તે પાછો ફરીથી ખુલ્લો થઇ પ્રકાશે છે, તેમ. (૪) સાચને નુકસાન નથી. ( સાચું બોલવાથી નુકસાન થતું નથી) તેમ તેનો કદાપિ નાશ થતો નથી, માટે હમેશાં સાચુ બોલી-નેજ દુનિયામાં જીત મેળવવી, સત્ય ઘણા દુઃખ નકી ટાળે છે. સત્યના જેવુ જોર બીજુ નકી નથી. (૫) સાચામાં હમેશા ખરૂં સુખ રહેલુ છે. સત્યથી પરમેશ્વર ઘણો ખૂશ થશે વળી સત્ય વગર બીજો ધર્મ નથી, માટે સત્યથી સ્વર્ગ જીતો અને હમેશાં ખુશ રહો. (૬)

પાઠ ૧૭.

રિવાજ=ધારો, નિયમ

વર્તમાનપત્ર=છાપુ ;ચાલતા વખતની હકીકતના છાપેલા કાગળ

બાંકડો=પીઠવાળી પાટલી

તણુ=ઘુમડાનુ ઉપાડી લેવાય એવુ ઘર

સપાટ=સરખી

ભરવાડ=ઘેટાં ચારનાર

પાકાં=ભો ઈંટના

મીલનસાર=મળતાવડા

પરોણાચાકરી=પરોણાગત

ભારી=બોજારૂપ

પૂજે છે=સેવા કરે છે

સાર—જરૂર વગરની ચીજો પાછળ ઓછો ખરચ કરવો અને તેનો ઉપયોગ પરોપકારમાં કરવો

પાઠ ૧૮.

મોહોરમ=મુસલમાનનો જે મહીનામાં તાબુત નીકળે છે તે મહીનો

તાબુત=તાજીઆ

ઠોકડો=ઠઠ્ઠો

વેશ=દેખાવ

વરખ=ધાતુના ઝીણા પાતળા પતરા

તારીફ=વખાણ

મરણતોલ=મરી ગયો હોય એવી
સ્થિતિ=હાલત
રડારોળ=ઘણું રડવું કકળવું તે
એકાએક=એકદમ
અચંબો=નવાઇ
દશા=સ્થિતિ; હાલત
ધ્યાનમાં=સમજણમાં
ઉપચાર=સારવાર, ઉપાય
સારવાર=ચાકરી, બરદાસ
પ્રસંગ=વખત, બનાવ
પરિણામ=ફળ, છેવટ
છિદ્રો=કાણાં
વાટે=રસ્તે
વીત્ર=વાર
મંદવાડ=રોગ; બિમારી
અકસ્માત=અણધાર્યો બનાવ
વિદાય થવા=જવા

પાઠ ૧૯.

બાઇબાપુ=માબહેન
ઉપજ=પેદાશ
ખરખરચ=રોટલાં ખરચ
દુકાળ=મોંઘવારી; અનાજ પાણી મોંઘા મળે એવો વખત
પાક=ફાલ
કરકસર=ખપ જેટલું વાપરવું તે
ચરૂ=કડાવાળો દેગડો
સોનામહોરો=સોનાના સિક્કા
ઉતરે=ઓછો આવે
અધ ટ=ધણીપણાના હક સાથે, તમામ હક સાથે
ચુકાદા=ફેસલા
નિર્ણય=ફેસલો, ચુકાદો
પાક=પેદાશ

સાર—પ્રમાણિકપણે ચાલવાથી ઇશ્વર ખુશી થાય છે માટે પ્રમાણિકપણે ચાલવું

પાઠ ૨૦.

દિલ્હી=જમના નદીના કાંઠાપર શહેર છે
પ્રખ્યાત=જાણીતા
પરાક્રમી=બહાદુર
શોખીન=કોઇપણ બાબતમાં આનંદ લેનાર
આસરો=મદદ
મોં ઉતરી ગયાં=ફીકાં પડયાં
ખજાનચી=ખજાનાનો ઉપરી, તિજોરીનો ઉપરી
ફટકા=સપાટા, નેતર કે ચાબુકના ઝપાટા
નિશ્ચય=ઠરાવ
ભાગીદાર=ભાગીઓ
ખુદાવંદ=મોટા માલીક (મોટા દરજ્જાવાળાને માટે બોલાય છે)
અર્ધું=અડધા અરધ
શરત=કબુલાત
હજુરમાં=રૂબરૂમાં
લાલચીઆ=લાભ લેનારા
માની નો=વહાલો

સાર—હકથી વધારે લેવાની ઇચ્છા રાખવી નહિ

## પાઠ ૨૧.

તોફાની=મસ્તીખોર
કાયર=હેરાન
આંકી=નમ દઈ, નિશાની કરી
ધર્યો=ખાઈ પી મસ્ત થયો
ફાટયો=જબરો થયો
માતેલો=ખાઈ પી જબરો થએલો
જબરા=જોરાવર
હાથ અજાવ્યો=માર્યું
ઘટતો=લાયક
પલક=જરાવાર
ફુચરી=ચમડી
યુક્તિ=તદબીર
નસકોરાં=નાકનાં બે કાણાં
પેસી ગયો=દાખલ થયો
તોબા તોબા=કાયર કાયર
પોકરાવી=કરાવી
ફુલાઈ ગયો=મગરૂર થયો
અહે=અરે
શબ્દ=બોલ; વચન
અભિમાની=અહંકારી
ઉતારૂં=કાઢું
સપડાયો=ફસાયો
હલકા મનનો=નીચ વિચારનો
નમ્ર=ગરીબ
માઠાં=ખરાબ
હલકો=તુચ્છ

સાર—કદી અહંકાર કરવો નહિ, અહંકારી માણસો ધારે કે મારા જેવો કોઈ નથી પણ તેના માથાનો કોઈ હોયજ.

## પાઠ ૨૨.

સ્થાપન=મંડાણ, શરૂઆત
સવડ=સગવડ; સોઈ
ગોઠવણ=બંદોબસ્ત
ખેપીઓ=કાસદ
લાભ=ફાયદો
સહજ=થોડો
માનવાચક=માનનો અર્થ બતાવનારા
તીર્થરૂપ=તીર્થ જેવા પવિત્ર; બાપ, ગુરૂ (એ શબ્દ વડીલના નામની પહેલાં વપરાય છે)
ચિરંજીવી=લાંબી મુદત જીવનાર ( આ શબ્દ છોકરાનાં નામની પહેલાં વડીલ વાપરે છે. )
રાજમાન=જેને રાજ તરફથી માન મળતું હોય તેવા
રાજેશ્રી=જેને રાજ તરફથી પૈસા મળતા હોય તે
સૌભાગ્યવતી=પરણેલી સ્ત્રી કે જેનો ધણી જીવતો હોય તે
ગંગાસ્વરૂપ=એ શબ્દ વિધવા સ્ત્રીના નામની પહેલાં વપરાય છે.
નામઠામ=નામ ને ઠેકાણું
ક્રમવાર=એક પછી એક
સરનામું=નામ અને ઠેકાણું
મુકામ=સ્થળ ઠામ
પતો=ઠેકાણું

## પાઠ ૨૩.

સુલતાન=મુસલમાન પાદશાહ

શિકાર=જનાવરોને તાકીને ગોળી મારવી તે
મેદાન=પાડ
માગું છું=મણું છું
ખોરાક=ખાવાનું
હાજર કરું છું=રજુ કરું છું
ડોલચું=ડોલ જેવું નાનું વાસણ
ભાવથી=હોંસથી; ખુશીથી
કાંત=કુંડો
વિનતી=નમનતાઇથી કહેવું તે
જાગીર=ઇનામી જમીન; સરકાર તરફથી મળેલું ગામ કે જમીન
ઉમરાવ=અમીર
સાન=અક્કલ; સમજ
સબંધમાં=વિષે
અંદેશો=શક; વહેમ
જાતે=પોતે
ઝવેરખાનાનો=કીમતી રત્નોનો

ઉપરી=અધિકારી; સરદાર
ઇલાજ=ઉપાય
અંબેરવા=મોકું સમજાવવા
સંતાઇ=છુપાઇ
ભિખારી=ભીખ માગનાર
સ્થિતિ=હાલત
ભેટ્યો=છાતીસાથે હાથ્યો
પ્રધાન=વજીર
ઇર્ષાખોર=અદેખા, ઝેરીલા
દેશનિકાલ=દેશપાર; દેશ બહાર કાઢી મૂકવું તે

સાર—માણસની ચઢતી પડતી જીભ વડે થાય છે જો આપણે નમનતાઇ વાપરીએ તો સામાનો પ્યાર મેળવીએ, માટે ઇર્ષા છોડી નમ્ર સ્વભાવ રાખવો કે જેથી ઉમરાવોના જેવા હાલ થાય નહિ

પાઠ ૨૯.

પંચ=પાંચ કે વધારેનું ટોળું
વાદવિવાદ=તકરાર

તુર્ત=તરત
ફરમાસ=ચોરી
નાર=માદા
અણુના=અણતરી; કદર
વલવલે=ટળવળે; વલખાં મારે
પય=દૂધ
વહુવાર=વિશ્વાસુ
ધાન=અનાજ; ખાવાનું
નીમક=મીઠું; લુણ
હલાલ કરું છું=બદલો વાળી આપું છું
માન=આબરૂ
સેવા=ચાકરી
માનવી=માણસ
ફુપાડે=ફંચકે
ભાર=બોજો, વજન
મણુબધી=ભારે, મણના માપથી
બોજો=વજન; તોલ
બીન=વગર; વિના
તન=શરીર
તનતોડીને=ઘણું વેતરું

કરીને

હાર=પરાજય; હારવું તે

માલીક=ધણી

રસ્તો કાપુ=મુસાફરી કરૂં

પીઠ=વાંસો; બરડો

દરકાર=પરવા

માર્ગ કાપવા=રસ્તો ઓછો કરવા; અંતર ઓછું કરવા

સફર=લાંબી મુસાફરી

મુજ=મને

જળકાજે=પાણીને માટે

જીવ લીએ છે=મારી નાખે છે

ક્રૂર=ઘાતકી, દયાવગરનો

અંબાડી=હાથીપર માંડવાની બેઠક

કેરો=નો

દીપે=શોભે, સારો દેખાય

શ્રેષ્ઠ=સૌથી સરસ, ઉત્તમ

પશુ=ચોપગાં જાનવર

સરદાર=ઉપરી

ન્યાય=ઇન્સાફ

નિર્દોષી=વાંક વગરનો; નિરપરાધી

નવ=જરા જેટલો; થોડો

ત્રાસ=બીક; ભય

તોય=તોપણ

તપે છે=તાકે છે; બાળે છે

માંસ=ગોશ

કસાઇ=ચંડાળ

કર=હાથ

ઠાર બનું છું=કપાઇ જાઉં છું

કુલ=બધો, તમામ

બોજ=બોજો

વ્યાપાર=વેપાર

ઘડી=થોડો વખત

કરાર=આરામ

ખર=ગધેડો

ગજ=હાથી

આશા=ભરોસો; વિશ્વાસ

અથડાય=અફળાય

આશાપર અથડાય=ભરોસાપર રહે

ખલક=જગત; આલમ; દુનિયા

દંડે=શિક્ષા કરે

પીડતા=દુઃખ દેતા

કોપે=ગુસ્સે થાય, રીસે ભરાય

કીરતાર=પરમેશ્વર; બનાવનાર

સાર—આપણે પાળેલાં જનાવરો પાસે ગજા ઉપરાંત કામ કરાવવું નહિ. અને પેટપુર ખાવાનું આપવું.

સમજુતી—ચોપગા જનાવરોમા એક વાંધો પડ્યો તેથી તેઓએ પોતે સામાસામી સવાલ જવાબ કરવા માટે તરત કચેરી ભરી (ભેગાં થયા) અને ત્યાં નર અને માદા બેઠાં. ગાય—હું ગાય ગરીબડી પડી એટલે મારા ગુણોની (ઉપયોગી પણાની) કદર કોણ કરશે!

મતલબ કે કોઇ નહિ. મારાં વાછરડાં બિચારાં દૂધ વગર ટળવળે છે અને દૂધ તો બીજાં ખાય છે, તોપણ મારા પર થતા જુલમનો પાર ક્યાં છે? (ટેક) (૧)કુતરો—હુ વિશ્વાસુ: વહાલું પ્રાણી ધણીનું અન્ન ખાઇને મનમાં ટેક રાખીને તેના ખાધેલા લૂણનો બદલો વાળી આપું છું અને વળી રાત દિવસ સેવા પણ કરૂં છું (ટેક) (૨) ગધેડો—બેવકુફ (અક્કલ વગરના) માણસ મને હસે છે, પણ સમજતા નથી કે ભાર કોણ ઉપાડે છે! ભારે વજન લાદે (પીઠપર ભરે) તોપણ વગર તકરારે હું ચાલું છું પણ કહો કે માણસો મારો ગુણ ક્યાં જાણે છે? (ટેક) (૩) ઘોડો—હું શરીરે દુ:ખ વેઠીને ચાકરી કરૂં છુ અને કદાપિ હાર (ખાવાનું) પણ ન ખાઉં, ધણીને પીઠપર બેસાડીને મુસાફરી કરૂં છું તોપણ કહો કે કોણ મારી કાળજી રાખે છે? (ટેક) (૪) ઊંટ—મુસાફરીમાં રસ્તો કાપવાને હું ઘણી લાંબી મુસાફરી કરૂં છું તોપણ કોઇ ઘાતકી મુસાફર પાણીને માટે મને મારી નાખે છે (રણમાં પાણી નહિ મળવાથી મુસાફર પોતાનો જીવ બચવાને ઊંટને મારે છે કેમકે તેની પીઠપરના ઢેકામાં પાણી ભરાઇ રહેલું હોય છે) છતા પણ મરતા મરતાં હુ પરોપકાર કરૂં છું. (ટેક) (૫) હાથી—રાજાની અબાડીનો આધાર મારાપર છે (મતલબ કે મારા વડે અબાડી શોભે છે.) મારા પગલાથી સ્વારી સારી દેખાય છે, અને વળી દરબાર પણ શોભે છે. વળી હુ પશુઓમા મોટો સરદાર છું. (મતલબ કે પશુઓમાં હુંજ મોટો છું) (ટેક) (૬) બકરો— હું જરા પણ દુ:ખ આપતો નથી, તોપણ માણસ મારૂ માસ ખાવાને તલપી રહે છે, તેથી હુ ચંડાળના હાથે કપાઇ મરૂં છું. કહો મને બીના ગુનેગારને ઇન્સાફ ક્યાં મળે છે? (મતલબ કે મળતો નથી)

(ટેક) (૭) બળદ—મારા જોરથી ખેડુત હળ-જમીન ખેડે છે મારા પર આખી દુનિયાનો આધાર છે; હું જ સ્વારી કે વેપારનો, રોજનો ભાર ઉપાડું છુ તોપણ મને જરા પણ આરામ મળતો નથી. (ટેક) (૮)

ગધેડો, બકરો, બળદ, હાથી, ઘોડો, ને ગાય એ બિચારા પ્રાણી બીજાના ભરોસા પર અધ્‌ળાય છે, વિશ્વમા નઠારા કામને માટે જો કે સરકાર સજા કરે છે, તો પશુ પક્ષીને દુ:ખ દેતા પરમેશ્વર ગુસ્સે થાય નહિ? મતલબ કે થાયજ.

પાઠ ૨૫.

ગુનો=કસુર
કબુલાત=વચન; કરાર; ઠરાવ
ધડકો=હડસેલો
ફુટી ગયો=ભાગી ગયો
ફોડાવ્યા=ઠકડા કરાવ્યા
ફોડયો=ભાગ્યો
મા=નહિ
બોલ મા=બોલ નહિ
કસુર=વાક, ગુનો
અજાણે=અજાણતાં
માનવી=કબુલ કરવી
ગુનેગાર=અપરાધી, કસુર કરનાર
નારાજ=નાખુશ
બીક=બો; ડર
ઉદાસ=દીલગીર
સુખેથી=વગર ફીકરે
હેઠે=નીચે
રુએ=રડે
દોષ=વાંક; ગુનો
સંતાડવા=છુપાવવા
ભુલ=ચૂક
સહન કરું=ખમુ, વેઠુ
સદ્‌ગુણી=સારા ગુણવાળા
નીવડે=નીકળે; થાય

સાર-ગુનો કબુલ કરવાથી પરમેશ્વર ખુશ થાય છે અને આપણા મનને ફીકર રહેતી નથી

પાઠ ૨૬.

બાળાઓ=છોકરીઓ
હોસે હોસે=ઉમંગથી
કન્યા=કુંવારી છોકરી
સારે રાગે=મધુર સ્વરે; મીઠે અવાજે
સીવણ=સીવવાનુ કામ
રંગબેરંગી=તરેહ તરેહના રંગના
ગળપટા=ગળે બાંધવાના પટા
લેખાં=મોઢે ગણવાના હિસાબ; મુખગણિત
ઘાટ=આકાર
પ્રદર્શન=સંગ્રહસ્થાન; નમુનેદાર ચીજો બતાવવા માટે એક ઠેકાણે ભેગી કરી રાખવી તે
ગૂંથેલી=વળ દીધેલી
ચિત્રકામ=ચીતરવાનું કામ

તલ્લીન=મશગુલ, લીન; એક ચિત્ત
ખુશી=મરજી
મહેતાજી=કન્યાશાળાની વડી સ્ત્રી શિક્ષક
લાયક=યોગ્ય
ગુણી=ગુણવાન
શિક્ષકો=આસિસ્ટંટો
વર્તે=ચાલે
સલાહસંપ=એક વિચાર, ભેગી સમજીને ચાલવું તે
શિક્ષણ=શીખવવાનું કામ

સાર—છોડીઓને ભણાવવાથી તેમની અક્કલ ખીલે છે માટે છોડીઓને ભણાવવી જોઈએ

પાઠ ૨૭.

સંઘરો=સંગ્રહ
કુદરતનું=ઇશ્વરી શક્તિનું
અવલોકન=ધારીને જોવું તે; બારીક તપાસ
રાજધાની=રાજા જે શહેરમાં રહેતા હોય તે શહેર, રાજગાદીનું શહેર
ઇમારતો=ઉંચી બાંધણીના ઘરો
દિહેરો=મઠ
રચના=બનાવટ, ગોઠવણ
બાંધણી=બાંધકામ
ખાણો=અનાજ ભરી મૂકવા માટે જમીનમાં જે ખાડા ખોદેલા તે
જાર=જુવાર
ખાનગી=પોતાની
સડી=સડી, જીવાત પડી
ભુકરો=રેતી, એક જાતનો પોચો પત્થર
ખડ=ઘાસ
ઉપયોગ=ખપ
ગંજી=ઘાસનો ઢગલો
અગત્યની=જરૂરની
આગગાડી=દેવતા અને પાણીના બળથી (વરાળથી) ચાલતી ગાડી
સાધન=વસ્તુઓ
પુષ્કળ=ઘણું, બહુ
દાણા=અનાજ
નાણું=પૈસા
દ્રવ્ય=પૈસા
હરકત=અડચણ
સંગ્રહ=સંઘરો, એકઠું કરવું તે
અવારનવાર=વારાફરતી
સંઘાત=મેળાપ

સાર-પૈસા બચાવ્યા હોય તે ઘડપણના વખતમાં તથા આફતના વખતમાં ખપ લાગે છે, માટે દરેક માણસે પૈસાનો સંગ્રહ કરવો જોઈએ **'વખત અને પૈસો નકામો ગુમાવવો નહિ'.**

**સમજુતી**-જુઓ કે જંતુની જાતમાં કીડી પણ અનાજ એકઠું કરે છે, અને બધી સાથે મળીને હંમેશા હળી મળીને દરમાં રહે છે.

## પાઠ ૨૮.

પરબ=મુસાફર લોકોને મફત પાણી પીવાનુ ઠેકાણુ
વારાફરતી=એકપછી એક
કઠિઆરા=લાકડા ફાડનાર, લાકડા કાપીને વેચનાર
વળેલો=વળગેલો
ખરોતડકો=સખત તાપ
વિસ્ મો=આરામ
ધર્માદા=દાનમા આપી દીધેલુ
દસમો ભાગ=દસ ભાગ માનો એક ભાગ
આશીર્વાદ=આશિષ, દુવા
ટાળવામાં=મટાડવામા, દૂર કરવામા
મનોહર=મનને રાજી કરે એવું
શીતળ=ટાઢી; ઠંડી

સાર—જે કંઇ પેદા કરવુ તેમાથી દસમો ભાગ ધર્મના કામમા ખરચવો 'ધર્મે જય અને પાપે ક્ષય.'

## પાઠ ૨૯.

વળગ્યો=લાગ્યો, બાઝયો
તર્ક=મનસુબો, વિચાર
તર્ક ઉઠાવે=મનસુબા કરે
શેખચલ્લી=મોટા વિચાર કરનાર
પાર=છેડો, અંત
ઠરાવી=નક્કી કરી
ઘાડવો=ઘી ભરવાનું માટીનુ વાસણ
તરંગ=મોટા વિચાર
ધુણાવી=હલાવી
ઠપકો=ગુનાના બદલામા કડવા શબ્દો કહેવા તે
ઘર ભાગ્યુ=ઘરબાર વગરનો થઇ ગયો
નકામા=ફોકટ
ગાળી નાખ્યા=ગુમાવ્યા
ઉધમે=ધંધે
માફક=પેઠે
ચેતવ્યો=સમજાવ્યો

સાર—આપણા ધંધા સબંધીજ વિચારો કરવા, એકદમ પૈસાદાર થઇ જવાના વિચાર કરવા નહિ.

## પાઠ ૩૦.

પતંગ=કનકવા
છેક=તદન
ફરીથી કરો=બીજીવાર કરો. મતલબ હરકોઇ સારૂ કામ પુરૂં ન થાય ત્યા સુધી ફરી ફરીને કરવું
ચઢાવવા=ઉડાવવા
સપાટો=જોસ
ગોથુ ખાઇ=ઉંધો થઇ
કાયર થવુ=કંટાળવુ
પ્રયાસ=યત્ન; મહેનત
આસમાન=આકાશ
ટપકા=ડાઘા
વીંટવા=લપેટવા

સાર.—શરૂ કરેલુ કામ પુરૂં ન કરીએ તો કરેલી મહેનત નકામી જાય, અને લોકમા

મજાક થાય. માટે હરકોઈ કામનો આરંભ કરતા પહેલાં વિચાર કરવો, કે એ કરવુ વાજમી છે કે નહિ, અને વાજબી લાગે તોજ આરંભ કરવો, અને આરંભ કર્યો તોને કામ પુરૂ કરવુજ. વચ્ચેથી અધુરૂ મૂકી છોડી દેવું નહિ જે માણુસ આ પ્રમાણે કરતો નથી ને બાયલો કહેવાય છે

પાઠ ૩૧

ડોલે=હાલે
તરુવર=મોટું ઝાડ
ઝુલાવે=હિંચોળે, હાલે
પાન=પાદડાં, પાંતરા
ગાન=ગાયન
ધ્યાન ધરતા=ઇશ્વરને પોતાના મનમા આણતા
કલોલ=ચેનબાજી, આનંદ, મજા
સાથ=સાથે
પડદો ખોલે=મનની વાત કહે
ચૂસે છે=શોષે છે
ફૂલરસ=ફુલનો રસ
ઘાટે=ઓવારે, કિનારે
જળઘાટે=નદી કે તળાવ કાંઠે
નિજ=પોતાના
વાટે=રસ્તે
પોઢે=સૂએ
માળ=માળામા
જંપતા=ઠરીને બેસતા
મળસ્કે=સવારે, પરોઢીએ
ધાય=દોડે
વનફળ=વનમાના ફળ
ઝૂલે=હાલે
ભલી ભાતના=સારી તરેહના
વિધવિધ=જુદી જુદી
દીનાનાથ=ગરીબનો ધણી, પરમેશ્વર
મધુરો=મીઠો
ધરી=રાખી
નિર્મળ=ચોખ્ખું, મેલ વગરનું
ઠરે=નિરાંતે બેસે
ભલી ભાતે=સારી રીતે
હઠાવી=હરાવી, હઠાવી
હઠાવી દીએ=હરાવે
મેળવાય છે=પેદા કરાય છે
રાજ અધિકાર=રાજસત્તા
વશ=તાબે
વિપત્તિ=દુખ, આફત
વેરાઇ જાય=જતું રહે
કામધેનુ=ઇચ્છેલુ આપનારી ગાય
ચિંતવ્યા=ધાર્યા
અપાર=ઘણોજ
પમાય છે=મેળવાય છે, પેદા કરાય છે

સાર—ઉદ્યોગી માણસને કઇ પણ અઘરૂ નથી ઉદ્યમ કરવાથી જે જોઇએ તે મળે છે, માટે ઉદ્યમ કરવો.

સમજુતી—ઝાડ ને છોડવાની ડાળીઓ હાલે છે, પવન પાદડાં હલાવે છે.

શોભાયમાન પક્ષીઓ મધુર ગાયન ગાતાં ઊડે છે. (મતલબ કે કલ્લોલ કરે છે) પક્ષીઓ મધુર ગાયન ગાતાં પરમેશ્વરનું ધ્યાન ધરતા જંગલમાં ચેનબાજી કરતા અને હમેશા ખુશીમાં ફરતાં ટોળામાં હળી મળીને રહેતાં (એક બીજાને) મનની વાતો કહે છે. સુખીઆં પક્ષી હમેશા ઝાડ ને છોડવાની ડાળીપર ડોને છે. (૧) કોઇ જંગલમાં ફળ ખાય છે. કોઇ દાણા ખાતા જાય. કોઇ ફૂલમાંનો રસ ચૂસે છે અને કોઇ લીલોતરી ખાય છે કોઇ લીલોતરી ખાય અને પાણી ઓવારે દોડી જાય, બધા પક્ષીઓ સાથે નહાય અને પછી પોતાને રસ્તે પાછા ફરે, સાજે માળામા બચ્ચાને સુખે બેઠેલા જોઇ સૂએ છે, સવાર થતાં પહેલાં ઊડીને દોડે છે અને કોઇ જંગલમા ફળ ખાય છે (૨) સારી રીતે ઝુલતા ફળ અને જુદી જુદી જાતનો મેવો પરમેશ્વરે આપ્યો છે તે બધા પખીઓ હેતથી ખાય છે વળી પરમેશ્વરે ખેતરમા પુરેપુરો પાક આપ્યો છે તે મીઠો માલ મળવા રહીને ખાય તોપણ ખૂટે નહિ એટલો છે, તે બાબત હંમેશા સંતોષ રાખીને દરરોજ ચોકખું પાણી પીએ છે અને પોતાને ઠેકાણે આવીને નિરાંતે બેસે છે. ફળો સારી રીતે હાલે છે. (૩)

## ઉદ્યમ વિષે.

મહેનતથી માણસ એકલો હોય તોપણ હજારો માણસોને પાછળ પાડે છે, મતલબ કે પોતે આગળ પડે છે મહેનતથી મરજી મુજબ પૈસા અને અનાજ મેળવી શકાય છે. મહેનતથી રાજાની પદવી લેવી હોય તો તે કાંઇ આઘે નથી મતલબ કે તે પણ મેળવાય છે. મહેનતથી દેવ અને રાક્ષસ તાબે કરી શકાય છે, મહેનતથી આપદાઓ તુરત જતી રહે છે. મહેનતુ માણસો ધૂળનાખી પણ સોનું કાઢી કાઢે છે. અરે બાળકો તમે મહેનતને ઇચ્છેલું ફળ આપનાર ખાસ બરાબર

જાણો. મહેનતથી ધાર્યા મુજબ ઘણો લાભ મેળવાય છે, (૧)

સાર—આળસ છોડી મહેનત કરવી.

### પાઠ ૩૨.

સેવા=ચાકરી
બદલામાં=સાટામાં
બાગનટો—વાનર
વંશપરંપર =છોકરાના છોકરા, પેઢીવર પેઢી
સાતી=હળ
સાતીની જમીન=ખેડવા લાયક ભાગ
ઉંચા પ્રકારની=સારો પાક ઉતરે એવી, ફળદ્રુપ, રસાળ
પ્રકાર=વર્ગ, જાત
નાનપણથી=બચપણથી
લાડ=હેત
ઉછરેલો=મોટો થએલો
ધ્યાન=ચિત્ત, મન
સાથી=મદદગાર, ખેતીને માટે રાખેલો નોકર
પ્રકાર=રીત
મહેનતુ=ઉદ્યોગી
પુંજી=દોલત
પુષ્ટતા=ચાહતા
અર્થ=મતલબ, સાર
ડહેલી=મોટાદરવાજાવાળું ઘરનું ભોંયતળીયું
ભરોસો=વિશ્વાસ
મહેનત=મજુરી
મેઘ=મેહ, વરસાદ
નજર=તપાસ, દેખરેખ
ખાતરી=ભરોસા, પતીજ

સાર—આપણા કામનો ભરોસો નોકર પર રાખવો નહિ પણ નોકરો કામ કરે છે કે નહિ તેની તપાસ રાખવી

### પાઠ ૩૩.

બેનપણી=સહિયર; સખી
પિડાય=દુખી થાય
મંદુ=ગોજુ
પગ મૂકવાનું=આવવાનું
મન=ઇચ્છા, મરજી
મંદવાડ=રોગ, બિમારી
મરકી=મંદવાડ
મૂળ=બી, બીજ
નીરોગી=રોગ વગરના
જંતુ=જીવડા
પાકે છે=પેદા થાય છે
ખુણેખાંચરેથી=ખુણામાંથી
વાળી નાખીએ=સાફ કરીએ
શ્વાસવડે=દમ લેવાથી
ખુલ્લા=ઉઘાડા
સુધરતી=સ્વચ્છ થતી
નાશ પામે છે=જતા રહેછે
ભિનાશ=ભેજ
ઢોળી=રેડી
મેલું=ગંદુ
ટાઢીઓ તાવ=મેલેરીઆ તાવ, નઠારી હવાને લીધે જે તાવ આવે છે તે
મરે છે=ઉતરે છે, પચે છે
ઝીણો તાવ=હાડનો તાવ; (એ તાવથી શક્તિ ઘણીજ ઓછી થાયછે)
લકવો=એક જાતનો રોગ (એથી શરીરનો કોઇ ભાગ જુઠો પડીજાયછે)

જાજરૂ=સંડાસ
મોરી=નીક, ગટર
ઝાડીઝૂડી=ઝાડીઝપટી
દુર્ગંધ=ખરાબવાસ
તદન=બીલકુલ
ખુલ્લી રીતે=સમજ પડે
એવી રીતે
સાર—ઘર, વાડા વગેરે
દરેકચીજ ચોકખી રાખવી

પાઠ ૩૪.

ઉંચા=સારા
પ્રાણ=જીવ
વૃદ્ધ=ઘરડાં
પાટવી પુત્ર=મોટો છોકરો
નિશ્ચય=ઠરાવ
સમાચાર=ખબર
અદેખાઇ=ઝેર
ઉથાપશે=લોપશે, ભંગ
કરશે, ફેરવશે
સંદેહ=શક, વહેમ
વરદાન=માગેલું આપવું તે
ભેણુ=માગતાં
વનવાસ=જંગલમાં
રહેવું તે
હઠ=જીદ્દ. જક્કઃ
અણુસમજુ=વગર વિચારના, મૂર્ખ
શોક=દીલગીરી
દેહ મુકયો=મરણ પામ્યા
ધિક્કાર=તિરસ્કાર
ઠરાવ=નિશ્ચય
સાર—"સોબત તેવી અસર" છે માટે સારાની સોબત કરવી કામ કરતા પહેલા શું ફળ આવશે, એ બાબતને વિચાર કરવો કે જેથી પાછળથી પસ્તાવું પડે નહિ.

પાઠ ૩૫

ટોળું=જથો
હાથ=બે વેંત જેટલી
લંબાઇ
ધરી=પકડી; ઝાલી
ગ્રહણ=પીપી
નટ=ભાંડ વગેરેનો વેષ લઇ
ઘણા ખેલ કરનાર
અંગકસરત=શરીરની
કેળવણી
ગુલાંટ=ગોલાંટ
ચક્કરચક્કર=ગોળગોળ
ચમકે છે=ઝળકે છે
ઝબકારા=ચમકારા
શાબાશ=ધન્ય
દરકાર=પરવા
જીવની દરકાર રાખતા
નથી=મોતની બીક
રાખતા નથી
સ્થિર=હલ્યા વગર
સફાઇ=ચાલાકી
ખેલ=રમત
ચમત્કારવાળા=અચરત
પમાડે એવા
નજરબંધી=જાદુથી જેનારની આંખે ભૂલાવવામાં નાખવી તે
ખુબીદાર=વખાણવા લાયક; ચમત્કારી
કસરત=શરીર કસવું તે
ગુજરાન=ગુજારો, પોષણ
સાર—અંગકસરતથી
શરીર કસાય છે,

માટે નાનપણથી કસરત કરવાની ટેવ રાખવી.

પાઠ ૩૬.

ગ્રીષ્મ ઋતુ=વૈશાખ અને જેઠ મહીનો; ઉનાળો
મહિમાય=મોટાઇ
નીરખી=જોઇ
શીતળ=ટાઢી
કોકિલા=કોયલ
ટહુકા=કોયલના બોલ
ધરતી=જમીન
તપતી=ગરમ થતી
સુગંધ=સારી વાસ
મોર=આંબા આમલીના ફૂલ
વસંત=વસંત ઋતુ, જુનાઇને આગળ માસ
ભમતી=રખડતી
ફળી=પાકી
લલચાય=લોભાય
જનો=માણસો
લહી=જોઇ
ભલી=સારી
ભલી લીલી=લીલીછમ
અતિ=ઘણો
શાખ=ઝાડપર પાકેલી કેરી
રસદાર=રસવાળી
સુકેસરી=સારા કેસરીઆ રંગની
ચિત્ત=મન
હરતી=ખેંચતી
ઠરતી=રહેતી
દીનમાં ઠરતી=યાદ રહેતી
પ્રવેશ કરીને=આવીને
ઉકળાટ=ઘામ
ધરે છે=કરે છે
વને વન=જંગલે જંગલ
આમ્ર=કેરી
આમ્રતરુ=આંબો
વાસ કરું છું=રહું છું
ચિત હરું છું=મન ખેંચું છું
શ્યામ=કાળા
પરખાઉ=ઓળખાઉં
કોમળ=નાજુક
કંઠ=સાદ; સૂર
સંગીન=ગાયન
સૂર=અવાજ
ગજાવુ=ગજવી મૂકુ
રૂપેરી=રૂપાના જેવો સફેદ
દીપે=શોભે
મધુર=સારો
કળી=ખીલ્યા વગરનું ફૂલ
ફુલેલ=ખીલેલી
વેલમા=વેલમા
અંગમા=શરીરમા
અનેક=ઘણી
પાખડી=ફૂલની પાંદડી
પ્રસારી=ફેલાવી
ઝારીરૂપ=ઝારીના જેવો
ગ્રીષ્મનો બાળ=ગ્રીષ્મની શરૂઆત
કોકિલ=મધુર
ભારી=ઘણો
અટમેગરે=એક જાતનો સુગંધીદાર મોટા મોગરો
રસીલી=મજા આપનારી

**સમજુતી**–પરમેશ્વરની મોટાઇ અમે ગ્રીષ્મઋતુમાં જોઇ લીધી ઝાડની ઠંડી છાયામા ફૂલ ફળને ખુશીથી હાલતા જોયા. (૧) કોયલ મીઠા સ્વરથી બોલતી હતી, તેથી આ આંબાનુ ઝાડ સારૂ દેખાય છે. જેમ જમીન (સુરજની ગરમીથી) ગરમ થતી જાય છે તેમ મોગરો (પોતાની) સારી વાસ ફેલાવે છે. (૨) **આંબો**—જગલમાં અને ઝાડોમા રમતી અને ખૂશ થતી વસત ઋતુ મને (આબાને) મોર આપીને રખડતી રખડતી ગઇ. પછી ગરમીની ઋતુ થઇ એટલે આબાપર બહુ સારી કેરી આવી, તેને સારી લીલીછમ જોઇને માણુસો તે લેવાને લોભાય છે (૧) એ ઋતુમા ઘણો તાપ પડે છે, તેથી કેરીઓ ઝાડપર પાકીને ખરી પડે તે પછી રસદાર થઇ ને સારો કેસરીઓ રગ ધરે છે તે (કેરી) રસથી દુનિયાના લોકોનુ મન પોતાની તરફ ખેચતી, તેથી કેરીની મજા મનમા રહેતી. (૨) **કોયલ**—જુઓ આ ગરમીની ઋતુમા ધામ ઘણો થાય છે. તેથી પક્ષી ઊડીને જંગલે જગલ ફરે છે. હુ (કોયલ) ટહુકાથી માણુસનુ મન મારા તરફ ખેચું છુ મારૂ રહેઠાણુ આબાના ઝાડપર છે (૧) હુ મારા કાળા રંગના શરીરથી ઓળખાઉ છુ અને મારા મધુરા સાદ વડે વખણાઉ છુ. (હુ માણસોને) ગાયનના સૂર સમજાવુ છુ અને મનને મોહ પમાડે એવો બાગ ઘણો ગજાવી મુકુ છુ. (૨) **મોગરો**—જુઓ આ બાગ સફેદ મોગરાના ફૂલથી રૂપેરી હોય એવો શોભે છે. વેલાઓમાં ખીલેલી કળીઓ છે તેથી શરીરમાં સારી વાસ ભરાય છે. હું ઘણી પાંખડાઓ ફેલાવી ઝારીના જેવો બન્યો છુ, બધા લોકોએ મને ગ્રીષ્મનો ખીલેલો બાળક ગણ્યો છે.

**આંબો, કોયલ અને મોગરો એક હારમાં ગાય છે.**

**આંબો—કેરી રસદાર હોય તેજ સારી.**

કોયલ—હું ઝીણા સ્વરને લીધે ઘણી વખણાઉં છું.
મોગરો—ખટ મોગરાની મીઠી સુગંધ છે.
બધાં કહે છે અમે સારી અને શોભીતી ગ્રીષ્મ ઋતુ જાણી.

### પાઠ ૩૭.

ઉપજાવે=પેદા કરે
મડમ=ગોરા લોકની સ્ત્રી
પાદરી=ખ્રિસ્તી ધર્મનો બોધ કરનાર
બોધ=ઉપદેશ
દેવળ=દહેરૂ
કુશળ=હોશિયાર
શરૂ કર્યું=કરવા માંડયુ.
કાટખૂણો=શીંધકામમા ઉપયોગી લાકડાનુ કે લોઢાનુ એક ઓજાર (એનો ઘાટ કાટખુણા જેવો હોય છે માટે કાટખુણો કહેવાય છે)
વખત ન લગાડ=ઢીલ નહિ કર
ઓજારો=હથિયારો
ભીલ=જંગલમા રહેનારી અનાર્ય જાત
પોકારવા=બૂમ પાડવા

સાર—અભણ માણસ ભણેલાને જાદુગર જેવો સમજે છે તેથી હમેશાં તેને તાબે રહે છે, માટે દરેક માણસે વિદ્યા મેળવવાને પ્રયત્ન કરવો.

## ભાગ ૨.

### પાઠ ૩૮.

ભાટ=કવિતા બનાવી ખરા ખોટા વખાણ કરનારી એક જાત
બહાદુરી=પરાક્રમ
પારડી=સુરત જિલ્લામા કસ્બો છે.
વલસાડ=સુરત જિલ્લામાં કસ્બો છે
આળંગી=ટપી
વહેણ=પાણીનુ વહેવુ તે પ્રવાહ
ખંડેર=ભાંગેલી ઇમારતો
હજી=હાલ સુધી
ટોચ=ઉપલો ભાગ, મથાળુ
સપાટ=સરખી
શિખર=ટોચ
મુશ્કેલ=અઘરૂ
ચઢાવ સીધો હતો=ચઢવાનુ સીધું હતું
કુંડ=ઝોથી બાંધેલો ઝરો
બુરજ=કિલ્લાનો ઉંચો ગોળ ચણેલો ભાગ
પ્રવાહ=રેલ, વહેણ
તળેટી=પર્વતના મૂળ આગળની જગા
ખીણ=બે પહાડ વચ્ચેની જગા
હાર=ઓળ
પગથી=પગે ચાલતાં પડેલો રસ્તો
રમણીય=મનોહર; સુંદર
સપાટાબંધ=જલદી
નકશો=ગામ, દેશ, કે શહેરનો ચિત્રેલો નમુનો

આકૃતિ=ઘાટ, આકાર
નમુના=નકલ
સાર–અવલોકન કરવુ અને પછી તેવો ઘાટ બનાવવો કે જેથી જોએલુ બરાબર ધ્યાનમા રહે.

### પાઠ ૩૯.

બોડા=ઝાડપાન વગરના
ભેખડો=પત્થર કે માટીના ઝુલતા મોટા ટેકરા
દેવસ્થાન=દહેરૂ, દેવળ
સારી=ફળદ્રુપ, રસાળ
દેવકી ઉનાઇ=સુરત જિલ્લામા વ સદાની પાસે ઉના પાણીનો કુંડ છે તે ગામ
પીગળેલો=ગરમીથી પ્રવાહીરૂપ થએલો
પડ=પોપડો
ઉપસી=ફુલી, ઉંચી થઇ
ઉપસેલો=ઉંચો આવેલો
ઉપયોગી=જરૂરનું
સાર–આ પાઠથી કુદરતનું ભાન થાય છે.

### પાઠ ૪૦.

ફરફર=બારીક ટીપા,શુદ્ધ
મેળાપ=મુલાકાત
વહેળો=નાની નદી
ધોધ=ઉંચેથી નીચે પડતુ પાણી
શક્તિ=બળ
પચી જાય છે=નીચે ઉતરી જાય છે, સમાઇ જાય છે
ખડક=પાણીમાંના ટેકરા
ઘસડી=તાણી
બેટ=ચારે બાજુ પાણી ને વચમા જમીન હોયતે
મુખ=નદી દરીઆને મળે છે તે જગા
ચમકારા=ઝબકારા
સરિતા=નદી
તરુ=ઝાડ, વૃક્ષ
નીરે=જળથી
તીરે=કાઠે
ચિત્રવિચિત્ર=જાતજાતના, તરેહ તરેહનાં
કિનારે=કાઠે
ચરતા=ઘાસ ખાતા
નાશ્ચય=નક્કી
પિછાણીએ=સમજીએ

સમજુતી—સ્વચ્છ પાણીથી ભરેલી સારી નદી જુઓ, તને કાઠે નાનાં મોટા ઝાડો ઊગેલાં છે. એમાં જુદા જુદા રંગના માછલા મજા કરતાં અને કિનારાપર લીલુંછમ જેવુ ઘાસ પશુઓ ચરતા જણાય છે બધા શહેરનો દેખાવ નક્કી નદીથીજ સમજવો. નદીથી નહાવાનુ ધોવાનુ, પાણી પીવાનું મોહુ સુખ સમજવું.

### પાઠ ૪૧.

ખલાસી=વહાણ હંકારવાનો ધંધો કરનાર
બહોળો=ઘણો મોટો
ખાર=ખારો
ફારસીબેટ=નદી, ખાડી

કે દરીઆમાં પાણીનું ચઢવુ તે ભરતી, ને ઉતરી જવુ તે ઓટ

મોજાં=છોળો

કોડીઓ, શંખલા, છીપો = દરિઆઇ પ્રાણીઓને રહેવાના ઘર

## પાઠ ૪૨.

હજીરો=તાપી નદીના મુખ આગળ હવા ખાવાની એ જગા છે

મછવો=નાની હોડી

ભૂગોળ=પૃથ્વીનો ગોળો

ટંડેલ=વહાણ ચલાવનારો મુખ્ય ખલાસી, સારંગ

માહીતી=ખબર

ભૂગોળ વિદ્યા=પૃથ્વીના ગોળા વિષેની વિદ્યા

પુરતી=જોઇએ તેવી

મગીઆ=મગ જેટલી નાની

નિશાન=એંધાણી

ભૂશિર=જમીનની અણી લાંબી વધીને દરીઆમાં ગએલી હોય તે

ધૂસે છે=પેસે છે

અખાત=સમુદ્રનો ફાંટો લાંબો વધીને જમીનમાં ગએલો હોય તે

ઉપસાગર=પહોળા મોંનો અખાત

કોપ=પાણીમાં ધસડાઇ આવેલો કાદવકચરો, ચગુ

બાઝે છે=ઠરે છે

દ્વીપકલ્પ=જેની ત્રણે બાજુએ પાણી ને એક બાજુ જમીન હોય તે

ક્રિયા=કામ

સામુદ્રધુની=એ મોટા પાણીના ભાગને સાંધનારો પાણીનો નાનો ભાગ

## પાઠ ૪૩.

કારીગર=સુથાર, લુહાર કુંભાર, વણકર વગેરે, કારીગરી કરનાર

દેશાઇ=જાગીરદાર, વતનદારો

વસવાયાં=સુથાર; લુહાર વગેરે ગામની વસ્તીનુ કામ કરનાર લોક

આરા=પૈડાની વચમાના ફરતા લાકડાના કકડા

વાંસલો=સુથારનું લાકડા ઘડવાનુ ઓજાર

ટકાઉ=મજબુત

ધમણ=વા ફુંકવાનો સંચો

તણખા=સળગતી ચણગારી

ચોપાસ=ચારે બાજુ

વાટ=લોઢાનો ગોળ પાટો

સજ્જડ=સખત

ચાકડો=પૈડા જેવું કુંભારનું ઓજાર

લોદા=કચરા

ફાસ=ગાંઠ

ફાળકો=કામડીના જે પાટપર કાતેલુ સુતર વિંટાળવામાં આવે છે તે

તાતણા=તાર

તાણાવાણા=વણવાની

સાળપર જે ઉભા દોરા
રાખવામા આવે છે
તે તાણો, અને આડા
દોરા રાખવામા આવે
છે તે વાણો
ખાદી=દોટી
ખોળીઉ=ગોદડાનુ કપડુ
જાજમ=પાથરવાનુ રંગી
ત બિછાનુ

પાઠ ૪૪.

ગામ=જેમા થોડાં કુળીઆ
ને થોડા ઘર હોય તે
શહેર=જેમા છોબધ ને
હારબધ ઘર હોય અને
સારાંસારા બજાર હોય તે
છુટ્ટી=રજા
ગિલ્લીદંડા=મોઇ દંડો
દંડો=ગિલ્લી ઉડાવવાની
એક હાથની લાકડી
તાલુકો=પરગણુ
વળવાનો=ફરવાનો
દહાડો વળવાનો=ફાયદો
થવાનો
રોજા=કબરો ઉપર બા-
ધેલાં મકાન
મસીદ=નિમાજ પઢવાનું
ઠેકાણું
કોતરકામ=પત્થર કે લા-
ડામા કોતરેલુ ચિત્રકામ
ટપાલ ઓફિસ=પોષ્ટ
ઓફિસ
બજાર=હાટ
કારીગરી=કીસબ; બ-
નાવટ, હુન્નર
વરાળયંત્ર=વરાળના જો-
રથી ચાલતો સંચો

પાઠ ૪૫

મુખી=પટેલ
કચેરી=ઓફિસ
તગાવી=સરકારે ખેડુતને
ધીરેલા નાણાં
મહેસુલ=જમીન ખેડવા
બદલ સરકારને ભરવાના
રૂપીઆ, જમીન વેરો
હદ=સીમા, મર્યાદા
ફેરણી કારકુન=તાલુકાના
ગામની સીમમા ફર-
નાર કારકુન
હવાડો=કુવા નજીક ઢો-
રને પાણી પીવાને માટે
બાંધેલો કુંડ
દુરસ્ત કરાવવુ=ભાગેલું
સમરાવવું
ઓવરસીયર=બાંધકામ
ખાતાનો અમલદાર
ફોજદાર=તાલુકાના પો-
લીસનો ઉપરી
મુકદમો=કેસ
સાક્ષી=જુબાની
અવલકારકુન=મામલ-
તદારના હાથ નીચેનો
પહેલો કારકુન, થર્ડ
ક્લાસ માજીસ્ટ્રેટ
જમાદાર=બે ત્રણ બેટનો
ઉપરી
ખૂટતા=જોઇતા
રજુ=હાજર
સખ્તી=જોર જુલમ
પગાર=દરમાયો
નાયક=સિપાઇની ટોળીનો
ઉપરી
તિજોરર=તિજોરીનો

ઉપરી

રસીદ=પહોંચ, પાવતી

કોથળી=થેલી

કારકુન=લખવાનું કામ કરનાર

ખત=દસ્તાવેજ; લેખ

હવાલદાર=પોલીસ પટેલ ના હાથ નીચેનો હલકા પગારનો સિપાઇ

નોંધવાનું=લખી લેવાનું

દવાખાનું=હૉસ્પિતાલ

છરી=શીતળા કાઢવાનું ઓજાર

શીતળા=સેયડ, બળીઆ

કોચનો=કાણા પાડી ચેપ મૂકનો

ચેપ=પરૂ, રસી

પાઠ ૪૬.

તાલુકો=ઘણાં ગામ મળી ને થએલો ભાગ

જિલ્લો=ઘણા તાલુકા મળી થએલો કલેક્ટરના તાબાનો મુલક

વિભાગ=ભાગનો ભાગ

કમિશનર=વિભાગનો ઉપરી

કલેક્ટર=જિલ્લાનો મુખ્ય ઉપરી, જિલ્લાનો સુબો

મુલતવી રાખવું=થોડા વખત સુધી નહિ વસુલ કરવું તે

અમલદાર=અધિકારી

સુખાકારી=આરોગ્ય

દેખરેખ=તપાસ

ઇજિનેર=બાંધકામ ખાતાનો વડો અધિકારી

ઇન્સપેક્ટર=તપાસણી કરનાર અમલદાર

વહીવટ=કારભાર

મામલતદાર=તાલુકાની જમાબંધી વસુલ કરનાર અમલદાર

લેણદેણ—લેવું દેવું

મુન્સફ=સબજજ

પાઠ ૪૭.

બીના=બાબત, હકીકત

રેલ=પૂર

તીડ=અનાજ ખાઇ જનાર એક જાતનું પક્ષી

પાક=મોલ

બંદુક=પિસ્તોલ જેવું હથિયાર

પરવાનગી=છુટ; રજા

આશા=ઉમેદ

ભલામણ=સિફારસ

છુટ=રજા, પરવાનગી

હાલ=હમણાં

ડેપ્યુટી=મદદનીશ

કન્યાશાળા=છોકરીઓની નિશાળ

પરીક્ષા=તપાસ

શોધવા=તજવીજ કરવા

નાલાયક=નહિ ચાલે એવો

નિરાશા=નાઉમેદ

ખૂન=મારી નાખવું તે, ઘાત

જુબાની=સાક્ષીએ કહેલા બોલ, સાહેદી

ભાગ ૩.

પાઠ ૪૮.

નાળું=પાણી જવાનું

ગરનાળું

મૂળ=નદી જે ઠેકાણેથી નીકળે છે તે જગા

કહોણું=કાદવવાળું

ચિકાર=બેઉ કાંઠે ભરપુર

ઝરણું=જમીનમાંથી ફુટતી પાણીની સેરો

બરફ=ટાઢથી ઠરી ગએલું પાણી

ઠરી=જામી બંધાઇ

થીજીને=ઠરીને

ઘટ=જાડો

કરચો=ઝીણા કટકા

હિમ=ઠાર

બાફ=વરાળ

કિરણ=ઝીણી લીટીમાં પડતો પ્રકાશ

ટીપાં=ફોરાં

ઝાકળ=ઠંડીના જોરથી હવામાંની વરાળનું પાણી થવું તે.

અટકીએ=થોભીએ

પાઠ ૪૯.

દેવતા=અગ્નિ

ફુંકણી=વાંસની ભુંગળી

વા નાખીએ=વીંજીએ

ગતિ=હીલચાલ

મીણબત્તી=મીણ સાથની વાટ

અંગારા=સળગતા કોયલા

તાજી=ચોકખી

ઠરી જાય=હોલવાઇ જાય

ગુંગળાઇ=રૂંધાઇ

જોત=બળતું. ભડકો

દવ=જંગલમાં લાગેલી આગ

પાઠ ૫૦.

મિઠાઇ=ગળ્યા પદાર્થ

કંટાળતો=કાયર થતો

પૂંળ=વણુ

મીઠું=લૂણ, નીમક

મોળી=ફીકી

બેસ્વાદ=સ્વાદ વગરની

સ્વચ્છ=ચોકખું

ખારીઆ=ચીભડાના કકડાને મીઠાના પાણીમાં બોળી સુકવી બનાવેલા તે

જીવ=જીવાત

તાજા=નરતના

અગર=મીઠું પાકે તે જગા

જુઆળ=પાણીનું ચઢવું; ભરતી

કણી=રજકણ

સાંભરી લઇ=ફેસરડી લઇ, એકઠી કરી

ઢગલા=ઢગ

તરી આવે છે=ઉપર આવે છે.

સિંધવ=મીઠાની એક જાત

જથાબંધ=ઘણુ જ

દેશાવર=પરદેશ

સાર—માણસને પહેલે નંબરે હવાની, બીજે નંબરે પાણીની, ત્રીજે નંબરે ખોરાકની, અને ચોથે નંબરે મીઠાની જરૂર છે. મીઠું સ્વાદમાં ખારૂ છે, છતા મીઠું કહેવાનું કારણ એ કે તે ખોરાકને સ્વાદવાળો બનાવે છે.

## પાઠ ૫૧.

ગંધક=પીળા રંગની ઝટ ભાગી જાય એવી વસ્તુ
મતલબ=ઇચ્છા
ખાસ=ખસુસ, જરૂર
બરડ=ઝટ ભાગે એવી
ચુરેચુરા=ભુકેભુકા
મૂળરંગ=પ્રથમનો રંગ
આંચ=ઝાળ
ધરી=પકડી
ભડકો=બળતું
વિસ્મય=નવાઇ
ગજરો=ફૂલનો માથામાં ઘાલવાનો તોરો
ઝાળ=આંચ
ઝાંખુ=ફીકું; તેજ વગરનું
ઉડાવવા=બદલવા

સાર-ગંધકમાં રંગ ઉડાવવાનો ખાસ ગુણ છે

## પાઠ ૫૨.

શોખ=મરજી, ઇચ્છા
અફાળી=પટકી, પછાડી
ખરબચડી=ખાડા ખોચીઆં વાળી
ફટકડી=એક જાતની તુરા સ્વાદની વસ્તુ
બાજુ=પાસા
પાસા=કોરણો
પહેલદાર=પહેલવાળી, પાસાવાળી
હાર=કંઠો
કીમતી=ઘણી કિંમતનો
અકીક=રંગીન ચળકતા પત્થરની એક જાત
ઝવેરાત=હીરા માણેક વગેરે રત્ન
ઝુમ્મર=કાચનું કે ધાતુનું ઝાડ

## પાઠ ૫૩.

કોદાળી=જમીન ખોદવાનું ઓજાર
સમી=દુરસ્ત
ભઠ્ઠી=ધાતુ પીગાળવાનો ચુલો
પાનું=ફળ
એરણ=લુહાર, સોની વગેરે જેનાપર મૂકી ટીપે છે તે ઓજાર
ટીપીને=ઘડીને
સીધું=પાધરૂં
નળીઓ=ભુંગળીઓ
રવેશ=માળનો ઝુલતો ભાગ, ગોખ
ખીંટીઓ=ખુંટીઓ
ઘા કર=ટીપ
પોલાદ=ખરૂ લોઢું
કરવત=લાકડા વહેરવાનું હથિયાર
ચપ્પુ=ધારદાર છરી
સ્ક્રૂ=પેચવાળો ખીલો
કાનસ=રેતરડી
ઘડતર=ઘડીને બનાવેલું
નક્કર=સંગીન
પાધરૂં=બહારોબહાર

## પાઠ ૫૪.

ઇંદ્રિય=શરીરના જે ભાગ વડે કામ અથવા જ્ઞાન થાય છે તે. (જેમ કે આંખ, કાન, નાક. જીભ, ચામડી, હાથ, પગ, મો, ગુદા, ઉપસ્થ)

મુખ્ય=મોટા
અંગ ભાગ અવયવ
સોપારીના ઝાડ સોપારણ
ચોટી=વળગી, બાઝી
અગત્ય=જરૂર
ફિક્કો=ધાબાં
શોષી ચૂસી
એકાદુ=એક
ખ્યાલ=અટકળ, ધારણા
બારીક=સૂક્ષ્મ, ઝીણા
ઝાટકીએ=ઝપટીએ
ક્ષાર—ઝાડના મુખ્ય છ અંગ છે મૂળ, થડ, પાદડા, ફૂલ ફળ, બી પહેલા ત્રણ ઝાડને જીવાડનાર અંગો છે

પાઠ ૫૫.

સીસાપેન=પેનસીલ
ધાટ=ધાડું
ચીકણું=ચિકાશવાળું
છેદ=કાણું, વેહ
ઝરપે છે=ધીરે ધીરે વહે છે
આરપાર=આ બાજુથી પેલી બાજુ
તાડી=ખાટો નીરો, ખજુરી કે તાડનો રસ
નીરો=ખજુરી વગેરેનો તરતનો ઝરેલો રસ
ખરસાણી=થુવેરની એક જાત
થોર=થુવેરીઓ, કાંટાનું ઝાડ
ગુંદર=ઝાડનો ચીકણો રસ
આંકડો=એક જાતનુ ઝાડ(એના ફૂલ હનુમાનને ચઢે છે)
ઉપવાસ=ભૂખ્યા રહેવુ તે
સાબુચોખા=વાસીઆ ચોખા
છાલ=ફોડા, ચામડી
રેસા=તંતુ, તાર
કહોળી=રકેબી
ગળણી=ગાળવાનુ ઝીણા કાણાવાળુ વાસણ
હલકા=જલદી પચે એવા

પાઠ ૫૬.

ઘુમારે=આસરે
કુંડી=નાનુ કુંડું
કુબી=ઘડુંની કઠી
મુખળા=કુંડા કે કંઠીની બાજુએ સોયા જેવું હોય છે તે
ખાય=ખોભણુ
મુલક=દેશ
દારૂખાની=પીળા પોચા વાળીઆ—ઝીણા કાળાશ પડતા
પોટા=ધોળો ફુમસો
ફુમસો=ફુકો પણ ભરાઉ
ફાડ=ભાગ
પુષ્ટિકારક=જોર આપનાર
ખરછટ=કઠણ ને ખરબચડુ લાગે એવુ
થુનુ=ભુસું, ચાળણુ
બાફે=ગરમ પાણીમાં પકવે
હવાલો=તારની ચાળણી
ઝાટકીએ=ઝપટીએ
ચાળણુ=ચાળતા બાકી રહેલો ભાગ, થુલુ
રવો=ઝીણો દાણાદાર લોટ

આથો-ચઢીને ખાટું થએલું ખીરૂં
શોષણી=પટ્ટી
જખમ=ઘા
પોટીસ=ગુમડાં વગેરે દરદ પકવવા માટે અળશી વગેરેના લોટની બાફીને લુગદી કરવામાં આવે છે તે

સાર-અનાજની પરીક્ષા તથા તેનો ઉપયોગ સમજાય છે.

પાઠ ૫૭.

બગીચો=બાગ
નાડી=ચયથી નસ
થોકડો=જથો, જુડો
ચૂંટી=તોડી
સાંકડું=નાનું
ગંજીફે=રમવાનાં પાનાં
માફક=પેઠે
કમળ=તળાવમાં થતું એક જાતનું ફૂલ
અળવી=અળુનાં પાંદડાં
જમાબંધ=સામટું

કુંવાર=કુંવારનો છોડ
દાંતા=અણીવાળી કોર
અગથીઓ=અગથીઆનું ઝાડ
ગુલમોર=એક જાતનું ફૂલ ઝાડ
કળી-વગર ખીલેલું ફૂલ

પાઠ ૫૮.

જીવજંતુ=નાના જીવડા
પતંગીઉં=એક જાતની સુંદર પાંખવાળો કીડો
જઠર=ખાધેલું પચાવવાની કોથળી
પારખ્યું=જાણ્યું
ખૂબસુરત=દેખાવડી
બીલકુલ=સમુળગી
માદા=પશુ, પક્ષીમાં સ્ત્રી જાત હોય તે
પાંખ=પર
વૈતરી=વેઠ કરનારી
અવસ્થા=દશા, હાલત
બદલવી=ફેરફાર કરવી
ઇયળ=પેટે ચાલનાર કીડા
કોશેટો=લાંબી ગોળ દડી

નિરાંતવળી=નચિંત થઇ
અવતાર=એકરૂપ બદલી બીજા રૂપમાં આવવું તે
પુડા=મધમાખીનું ઘર
હુમલો=હલ્લો
કુટુંબ=વંશ, ઓલાદ
વદા=વાંદા

પાઠ ૫૯.

ભાગોળ=શહેર કે ગામમાં પેસવાનો દરવાજો
ઘોળાયા કરવો=વારંવાર યાદ આવવો
ભાથું=મુસાફરીનું ખાવાનું
સમડી=કાગડાના આકારનું મોટું પ્રાણી
તીર=કામઠું
ધસારાબંધ=ઝડપથી
નજર=દીઠા
નહોર=તીણા નખ
ચીરે=ફાડે
કરાંઠી=સુકાએલા છોડની ડાંખળી, રાડા
સરી=ખસી

અંધારાં=અંધકાર,ફેર;તંમસ
ગીધ=ફાડી ખાનાર મોટું પક્ષી
ઢોળાવ=ઢાળ
ગરદન=ડોક
ખાઉધરાં=ખાતાં ધરાય નહિ એવા, અકરાંતીઆ
ગળે છે=ઉતારી દે છે.
કોહેલું=સડેલું
કમકમાટ=ચીતળી
સાર-ઇશ્વરે જે પ્રાણીઓ બનાવ્યા તે આપણા સુખને માટેજ બનાવ્યા છે, માટે પરમેશ્વરનો પાડ માનવો.

પાઠ ૬૦.

ઠેકડા=કુદકા
દોડાદોડ=નાસાનાસ
ભપકાદાર=શોભિતા
સુંદર=ખૂબસુરત
વલવલાટ=ઠરીને નહિ બેસવું તે; વલોપાત
રમુજ=આનંદ
બદન=શરીર; અંગ
પીઠ=બરડો; વાંસે
ગુચ્છવાળી=ઝુમખા જેવા વાળવાળી
છોડાં=છોતરાં
ગર=માવો
કુમળી=નરમાશવાળી
કુંપળ=ફણગો; અંકુર
કાતરી=કાપી
રાક્ષી=બને બાજુપર અકેકો અણીદાર દાંત હોય છે તે
રૂવાંટી=ઝીણા વાળ
ચકોર=ચાલાક
અવાજ=સાદ
ઘાતકી=ખુની
દુશ્મન=શત્રુ
બચાવ=રક્ષણ
પોલાણ=પોકળ ભાગ
ઝુમખો=જથો
છત=છાજ
બીકણ=બીએ એવું
નજરે પડતું=દેખાતું
ખાસ કરીને=ઘણું કરીને
દૂરનું દૂર=આઘે
તેજ=ચાલાક
કૌવતવાળા=મજબુત; જોરવાળા
ઉપરાઉપરી=એક પછી એક
ફાળ=કુદકો, છલંગ
ઘટ=જાડી
રતુમડો=રતાશ પડતો
કલ્લા=પુળા
રહેઠાણ=વાસ, રહેવાનું ઠેકાણું; મુકામ [વખત
સમીસાંજ=દીવાબત્તીનો

પાઠ ૬૧.

પૂંછડી હલાવતો=ખૂશ થતો
ફરી વળ્યા=વીંટળાયા
સરત=હાર જીત
ખંજેરી=ઝાંટકી
હઠે=દૂર જાય, ખસે
લટકતી=લબડતી
લાળ=ચીકણું થુંક
પંજા=પાચ આગળા જેટલો ભાગ
ગબકો=દોટ

ભરોસાદાર=વિશ્વાસુ
મમતાળુ=માયાળુ
તાબેદાર=હુકમમાં રહેનાર
પત કરતી=લેખતી,
ગણકારતી
માન=આબરૂ, મોટાઇ
ભાવ=પ્યાર. હેત

પાઠ ૬૨.

સવાલ=પ્રશ્ન
ટટાર=સીધા
અણી પડતા=અણીવાળા
દેખાવ=શોભા, ભરાવ
બરછટ=કરકરા
બગાસુ ખાય છે=આળસ
દૂર કરે છે
ડાચુ=જડબું
જોરાવર=બળવાન
નળે=ઘુંટણથી પાટલી
સુધીનો પગનો ભાગ
વિકરાળ=બિહામણુ,
ડરામણુ
છાતીવાળુ=હિંમતવાન
હુમલો=ધસારો
ટુકડી=ટોળી
બદામીઉ=બદામના રંગ
જેવું
ભુરાશ પડતી=ભુરાશપર
પાદર=ગામના ઝાંપા બ-
હારની જગા
કીકિઆરી=ચીસ
પક્કુ=પહોચેલું, પેક
ખંધુ=લુચ્ચુ
ભમે=ભટકે, રખડે
બારો=ગુચ્છો
ખોળ=શોધ, તપાસ
દરાખ જેવા=ગળ્યા, મીઠાં
વાઢ=શેરડીનુ ખેતર

પાઠ ૬૩.

ઘુરકવા=ડોળા કાઢવા
ખાતર=માટે; વાસ્તે
પજવોછો=હેરાન કરોછો
કોઠી=નાનો કોઠાર
નુકસાન=બગાડ
કીકી=આંખના ડોળાની
વચ્ચેનો ગોળ કાળોભાગ
સહેલાઇથી=થોડીમહેનતે
ઝાંખા=થોડા
શોભા=દેખાવ
જ્ઞાન=સમજ
ખબર=જાણ
ઘોર=ઘણું બિહામણું
મ્યાન=તરવારનુ ઘર
ચીરૂં=ફાડુ
કરકરી=ખરબચડી
છોતી=ફોતરા કાઢી
ઉપયોગીપણું=જરૂરિ-
આત
મહેરબાની=દયા
ગુણ=પાડ
કાસળ કાઢવું=જડ
મૂળથી નાશ કરવો

પાઠ ૬૪.

સિંહણ=સિંહની માદા
અજાયબ=નવાઇ
ધ્યાન=ચિત્ત
અગ્નિ=દેવતા
યાળ=કેશવાળી,ઘોડા કે
સિંહની ડોક પરના વાળ
ઠેલણ=હડસેલી શકાયતેવી
ઘુઘુવાટા=ઘૂ ઘૂ કરતા
અવાજ
ગર્જના=સિંહનું બરા-
ડવુ તે

ધ્રૂજતાં=કાંપતાં
ભયંકર=બિહામણા
વાઘણ=વાઘની માદા
ગોસ=માંસ
ચળકે=ઝળકે
ભો=બીક
ઠેકાણું=નિયમ
ચાખેલ=સ્વાદીઓ
વસ્તી=વાસો, રહેઠાણ
ચાઠાં=ડાઘા
દીપડો=વાઘની જાતનું પ્રાણી
આંતરે=ઘેરે, કબજે કરે
હેરાન=દુઃખી

પાઠ ૬૫.

ગોકળગાય=પરમેશ્વરની ગાય
કરોડ=વાંસની વચમાંનુ ઉભું હાડકું
દવાખાનું=ઇસ્પિતાલ,
હાડપિંજર=હાડકાનું ખોખું
દીવાલ=ભીંત, કરો
ટાંગ્યું=લટકાવ્યું
બિહામણું=ડરામણું
ગરદન=બોચી
પાંસળી=પાંસા પરની હાડકી
બેડોળ=કદરૂપુ
ભરાઉ=ભરેલુ
બેશક=નક્કી, ખચીત
કૌવત=જોર, બળ
અવયવો=ભાગો
ખોપરી=મગજનો ડાબડો
મગજ=ખોપરી માંહેનો નરમ ભાગ
ફેફસાં=દમ ભરવાની કોથળી
હૃદય=લોહીની ટાંકી
થાપો=કુલાની પાસેનો જાંઘનો ભાગ
ફુકકો=દમ ભરવાની કોથળી
સંરક્ષણ=સારી સંભાળ
રેસા=તાર, તાંતણા
સંકડાય=સંકોચાય
ગોટલો બને છે=એક ઠેકાણે એકઠો થાય છે.

સવાલ ૧) માંસપેશી શેની બનેલી છે? સ. ૨) હાડકાંની જરૂર શા માટે છે? સ. ૩) સાંધામાં કયો ગુણ છે કે જેથી તે લાંબા ટુંકા થઇ શકે છે? સ. ૪) શરીરમાં કેટલા હાડકાં છે?

પાઠ ૬૬.

કુદરતી=માણસનું કરેલું નહિ તે, ઇશ્વરનું બનાવેલુ તે
ઢાંકણ=કવર, પડ
ચામડી=ત્વચા
સુંવાળી=લીસી
ઢીમુ=ઢીમણું
રક્ષણ=સંભાળ; બચાવ
ગોડ=રસવિકારની ગાંઠ
ઉપસી=ઉંચી આવી
પડ=પોપડો
ખરી પડે=જતી રહે નીકળી જાય
ફૂટતા જાય=ઉગી આવતી

જાય
દરદ=દુઃખ
નિશાની=એંધાણી
લર્દુ=જબરી
આળુ=જરા અડકયાથી
 પણ દુખાય તેવુ
ભોકે=ખોચે; ઘાલે
ખાલ=ચામડી, ત્વચા
અડકે=છેડે
ખમાતુ=સહન થતુ
ઓસીકું=નાનો તકીઓ
દાખલો=ઉદાહરણ
ખોળીઉ=ઉપલું પડ
હેઠલુ=નીચેનું
ગલેફ=ઓસીકા કે ગોદડાને ચદાવેલાં પડ
સૂક્ષ્મદર્શક=નાની ચીજને મોટી દેખાડનાર
અસંખ્ય=અગણિત; ઘણાજ
રેખા=કાપા
ગરમ=હુંફાળું
ગેડા=ગેંડીનો નર

સ. ૧) શરીરનું ઢાંકણુ કયું ? સ ૨) ચામડીનો ઉપયોગ કહો. સ. ૩) ચામડીમા કેટલા પડ છે ? સ ૪) એ પડનો ઉપયોગ સમજાવો. સ ૫) કઇ જગાની ચામડી જાડી હોય છે ? સ. ૬) એક દાખલો આપી ચામડીની રચના સમજાવો. સ ૭) જેના શરીર પર વાળ વધારે હોય તેની ચામડી કેવી હોય છે ?

પાઠ ૬૭.

સુરત=તાપી નદીને કાંઠે કાઠે શહેર છે
ટકોરો=આગળી વાળી નખથી ઠોકવું તે
તળીઉ=નીચેનો ભાગ
ખાસુ=મજાનુ, સાર
કમાવેલું=પકવેલુ
તરડે=તરડ પડે, ચીરા પડે; ફાટે
ટકે છે=નભે છે, ચાલે છે
પહેર્યા=ઘાલ્યા
બીક=ડર, ભો
ચમારવાડો=જ્યાં ચમાર લોકો રહેતા હોય તે જગા
કોથળી=થેલી
વાસ મારતી=ગંધાતી
ઠરાયુ=કુણું રહેવાયુ
ટાંગી=લટકાવી
રાંપી=ચામડુ સાફ કરવાનુ મોચીનુ ઓજાર
જીન=ઘોડાની પીઠ પર નાખવાની ગાદી
કુમળુ=નરમ
મશક=પાણી ભરવાનો ચામડાનો કોથળો

સ ૧) ચામડામા કયો ગુણ છે કે જેથી પાણી અંદરથી બહાર નીકળી જતુ નથી ? સ ૨) જોડા પહેરવાથી શો લાભ ? સ. ૩) ચામડાને કેળવવાની રીત કહો. સ. ૪) ચામડાની કઇ કઇ ચીજો થાય છે?

પાઠ ૬૮.

ઊન=ઘેટાના વાળ
ઢોરઢાંકર=બળદ, ઘોડા
વગેરે
ઓઢો=બળદને ઓઢાડવા
માટે સીવેલુ કપડું
ગરમાવો=હુંફ; ગરમી
ઉતર્યા=પુરા થયા, ગયા
ગાસડી=પોટલી
કાંતવુ=લાબા દોરા કાઢવા
ઊઠવેઠ=કડાકુટ, માથાકુટ
વાંકડીઆ=ગુચળીઆ
ભરાઉ=પાસે પાસે
ટકાઉ=મજબુત
હુંફ=ગરમાવો
સાચવી=સભાળી
દુઆ=ઝીણા જીવડા
વારકુટ=જેકીટ, કમર
સુધીનો વગર બાંયનો
કબજો
ઝભ્ભો=પગની પાની
સુધીનો ડગલો; જામો
કબજો=બાંય વગરનુ
બદન
સ. ૧) ઘેટાને ટાઢ કેમ
વાતી નથી? સ. ૨)
ભરવાડ ક્યારે ઊન કાતરી
લે છે? સ. ૩) ઊનનો
ઉપયોગ કહો સ ૪)
ઊનનાં કપડાંથી ટાઢ કેમ
વાતી નથી? જ ૪)
શરીરમાંથી ગરમી નીક-
ળી જવા પામતી નથી

## પાઠ ૬૦.

ચોપડીએ=વખતે
આંગણુ=બારણા આગ-
ળની જગા
ખાસ=જાણી જોઇને
તળીઉ=નીચેનો ભાગ
ભેજ=સરદી
કુંભી=ઘરના ઉભા આડા
લાકડા બેસાડવા માટેની
બેસણી
સાગ=લાકડાની એક જાત
ભોલાણું=છો દેવરાવવી ત
પળસાળ=ઘરમા પેસતા
પહેલા ખંડ આવે છે ત
ઓસરી=ગાટલી
દેરાસર=દેવને રાખવાનુ
ઠેકાણું
પૂજા=સેવા
રસોડુ=રાંધણી; રાંધ-
વાનો ઓરડો
પાણિઆરૂ=પાણીના
બેડાં તથા ગોળા
મૂકવાની જગો
કોઠાર=અનાજ ભરી
મૂકવા માટે લાકડાનો
કે કાદવનો બનાવેલો
ઘાટ
ધુમાડીઉ=ધુમાડો નીક-
ળવા માટે બાંધેલુ તે
ઘેરાઇ=ભરાઇ
વૈદના પગલા થતા નથી=
રોગ આવતો નથી.
જાજરૂ=સડાસ
વાડો=ઘરની પાછળની
ખુલ્લી જમીન
કપારો=ચોરસ ખાડો
છીંડી=ઘરની પછાડીના
નેવાં પડવાનો ભાગ
સીડી=નીસરણી
દિવાનખાનુ=બેસવા ઉ૦

દિવાનો મુખ્ય ઓરડો
રંગબેરંગી=જુદા જુદા રંગના
મોટા=પ્રખ્યાત, નામીચા
ખુબીથી=સફાઇથી
વેલ=વેલા
ખીંટી=ખુંટી
તાકા=મોટા ગોખલા
મોભ=છાપરાની વચમાંનુ આડુ લાકડુ
સાકટી=વળી
પકવાસા=છાપરાના સાકટા સાથે જડેલી પાટીઆની ચીપો
કામડુ=વાસની બે ફાડમાની એક ફાડ
સરડાવવુ=છાપરા ઉપર કામડા બંધાવવા
છત=છાજ
નરદમ=તદ્દન
ઝરૂખો=ગોખ; રવેસ
બેશક=નક્કી
સવડવાળુ=સગવડભરેલુ વગવાળુ

પાઠ ૭૦.

ઓછાયો=છાયો,પડછાયો
છાયાયંત્ર=ઓળાપરથી વખત જાણવાનુ યંત્ર
સાધન=સાહિત્ય
મદારી=ખેલ કરનાર
સ ૧) અસલના વખતમા ઘડિઆળ હતા?
સ ૨) અસલના લોકો વખત શા ઉપરથી જાણતા.

પાઠ ૭૧.

ઘડિઆળ=વખત જાણવાનુ યંત્ર
ચંદો=ઘડિઆળમા આંકા માડેલો ગોળ ભાગ
પગથીઉ=નાની ઓટલી
I=એક
II=બે
III=ત્રણ
IV=ચાર (૧-૫)
V=પાંચ
VI=છ (૫+૧)
VII=સાત (૫+૨)
VIII=આઠ (૫+૩)
IX=નવ (દસ-એક)
X=દશ
XI=અગિઆર (દશ+એક)
XII=બાર (દશ+બે)
કુંડાળુ=ગોળ ચકરડુ
મિનિટ=અઢી પળ; સાઠ સેકંડ
અંતરે=છેટે
કમાન=પોલાદની પટીનુ ગુંછળું
સામટા=ભેગા
મધરાત=વચલી રાત
ઝડપ=ઉતાવળ
કુંચી=ચાવી
ઉકલતી=ઉઘડતી

સ. ૧) ઘડિઆળમાં કેટલા કાંટા હોય છે? સ. ૨) બને કાટા સરખા હોય છે? સ. ૩) નાના તથા મોટા કાંટાથી શું જણાય છે? સ. ૪) ઘડિઆળ જોત

શીખવાને માટે પહેલાં શું ઓળખવુ જોઇએ ? સ ૫) ચ દા પર કેટલે સુધી આકડા માડેલા છે ? સ.૬) ના નો કાટો આઠપર હોય ત્યારે મોટો કાટો ક્યા આકડાપર હોય છે ?

પાઠ ૭૨.

પડીકું=બડલ
સમતોલ=સરખુ વજન
ત્રાજવુ=તોળવાનુ
સાધન
તોળવા=જોખવા
દાંડી=ત્રાજવા બાધે છે તે લાકડી
ચીચવો=એક ઉભા લાકડા પર બીજા આડા લાકડાની વચમા સાલ ઘાલી બે છેડે બેસવાની રમત
મધ્ય=વચલા
સેજસાજ=જરા
છેતર્યો=ઠગ્યો
પલ્લું=છાબડું
પાધરો=સીધો
તોલ=વજન
સમ=સરખી
યુક્તિ=તદબીર
બાધ=નુકસાન, ખોટ

સ ૧) આપણને માલ ઓછો ન મળે તે માટે ત્રાજવાની બાબતમા શી તપાસ રાખવી ?

## ભૂગોળના સવાલ.

પાઠ ૩૮ મો. સવાલ) પ્રહલાદ શુ ધધો કરતો હતો? વલસાડથી પારડી કઇ દિશામા છે ? વલસાડથી પારડી જતા રસ્તે કઇ નદી આવે ? પારનેરાના ડુગરાના શિખરપર ચઢીને તેમણે શું જોયું ? પારડી આવી તેઓએ શું કર્યું ?

પાઠ ૩૯મો. સવાલ) ગુજરાતમા મોટો પર્વત કયો છે ? આબુથી બીજા નાના પહાડ કયા કયા છે ? ટેકરો, ડુગરી, ડુંગર, પર્વત, તળેટી, અને ખીણુ એટલે શુ તે સમજાવો. નવી જમીન શી રીતે બને છે ? કયા પર્વત પર બગલા, કિલ્લા, દહેરાં, વગેરે બાંધી શકાય ? મેદાન એટલે શુ તે સમજાવો. લક્ષ્મી. દેવકી ઉનાઇ, તુળસીશ્યામ એ કુડમા ઉના પાણી શાથી હશે. ? પર્વતો ને મેદાનો કેમ થયાં તે સમજાવો. મેદાન અને ડુંગરોનો ઉપયોગ કહો.

પાઠ ૪૦ સવાલ) વરસાદના પાણીનાં ટીપાં શું શું કામ કરે છે ? નદીનો ઉપયોગ કહો. નદીના મુખ આગળની અને મૂળ આગળની જગામાં શો ફેર હોય છે ? સરોવર શી રીતે બનતા હશે ? સરોવરમાં કેવા પાણી હોય છે ? કયા સરોવરનુ પાણી ખારૂ હોય છે ? ગુજરાતમા મીઠા પાણીનુ સરોવર કયુ છે અને ખારા પાણીનું કયુ છે ? તળાવનુ પાણી કેવુ હોય છે ?

પાઠ ૪૧ સવાલ) સમુદ્રનુ પાણી ખારૂં શા માટે હોય છે ? સમુદ્ર કેટલો ઉંડો હોય છે ? નદીનુ પાણીનું શા માટે મીઠું હોય છે ? સમુદ્રમા મોજા શાથી થાય છે ? સમુદ્રનુ પાણી રાતું, ભુરૂં, પીળું દેખાવાનુ કારણ શુ ? દરીઆમા રેતી કયાથી આવતી હશે ? દરીઆમાં શું શુ પાકે છે ?

પાઠ ૪૨ સવાલ) હજીરો કયાં છે ને શાને માટે પ્રખ્યાત છે ? દરીઆ વિષે થોડીક વાત કહો. ભૂશિર, અખાત અને ઉપસાગર એટલે શુ તે સમજવો. બેટ શી રીતે બનતા હશે ? દ્વીપકલ્પ એટલે શુ ? કઇ ક્રિયા સમુદ્ર કિનારે હમેશાં થયા કરે છે ? સામુદ્રધુની એટલે શુ તે સમજાવો

પાઠ ૪૩ સવાલ) ગાડા અને હળમાં શેનુ લાકડું વાપરે છે ? અને તે લાકડું વાપરવાનું કારણ શું ? લુહારને ત્યા શુ જોયું ? કુંભારને ત્યાં તેઓએ શું જોયુ ? ઢેડવાડામા ઢેડા શુ કરતા હતા ? શણનું શું બને છે ? ગામડામા વસવાયા લોકો કયા કયા ધંધા કરે છે?

પાઠ ૪૪ સવાલ) ગામ અને શહેરનો તફાવત સમજાવો. અમદાવાદ ક્યાં છે ? શુ છે ? અને શાને માટે પ્રખ્યાત છે ?

પાઠ ૪૫ સવાલ) કુબેરદાસ કયા જતાં હતા ? તેમની સાથે કોણ ગયુ ? મુખીએ કોને સલામ કરી ? મામલતદારે શી શી વાત પૂછી ?

કુબેરદાસે શું જવાબ આપ્યો? ફોજદાર, ઓવરસીઅર અને તિજોરરના કામ કહો. વેચાણ, ગીરોખત કયું ખાતુ નોંધે છે? કુબેરદાસ દવાખાનામા શુ કરવા ગયા હતા? અને ત્યા કોની સાથે વાતચીત થઇ?

પાઠ ૪૬ સવાલ) તાલુકો, જિલ્લો અને પ્રાતની વ્યાખ્યા બોલો. એ દરેકના ઉપરીને શું કહે છે? જમીનની વસુલાત માફ કરાવવી અથવા મુલતવી રખાવવી એ કોણ કરી શકે? પ્રાંતના મુખ્ય ખાતાના નામ દો. અને તે ખાતાના મુખ્ય અમલદારને શુ કહે છે? તાલુકાના લેણદેણ સંબંધી દાવા કોણ ચુકવે છે? તાલુકામા પોલીસ ખાતાનો મુખ્ય અમલદાર કોણ? જિલ્લાના દવાખાનાના ઉપરી દાક્તરને શું કહે છે?

પાઠ ૪૭ સવાલ) કલેક્ટરને મુખીએ શી બાબતની અરજી આપી? પોલીસના ઉપરી સાહેબને શુ કહે છે? જિલ્લા જડજને શું કામ હોય છે?

---

# પાઠવાર અઘરા શબ્દો.

(પાઠ ૧) વાર્તા, પદાર્થપાઠો, ચિત્રો, હોશિયારી, પુસ્તકો, વનસ્પતિઓનું. (પાઠ ૨) લિપિમા, બ્રાહ્મણી, પંડિતો, અજાણ્યુ, માત્રા, અનુસ્વાર, વિસર્ગ. (પાઠ ૩) ટટ્ટુ, કળિયુગ, ઉતર્યો, બુદ્ધિ, હિંડાડે, ખર્ચુંપાન, શ્રાવકનો, જાત્રાએ, બિચારૂં, અક્કલનો. (પાઠ ૪) ધણીધણીઆણી, ઇશ્વરભક્તિ, ઈશ્વરકૃપા, ચૌદશ, સ્વભાવ, ઓઓને, અભ્યાસ, ઇચ્છે, સોપ્યો, ખસ્યો, બુદ્ધિમાં, આશ્ચર્ય. (પાઠ ૫) લગ્ન, પ્રીત, ખવાડયું, આશિષ, ખૂંપેલો, (પાઠ ૬) ઇન્સાફ, વિજયનગર, પેશાદાર, સત્તર,

ખરીધા, મિલ્કત, વર્તીશું. (પાઠ ૭) પરમેશ્વર, પૈપૈસો, અટકાવ્યો, વિશ્વપતિ, જગકર્તા, ભૂલ્યો (પાઠ ૮) ઇશ્વરસ્તુતિ, વિશ્વસ્વામી, સ્તુતિ, પ્રાર્થના, ભક્તિ, નિવારો. (પાઠ ૯) સિંહ, અત્યારે, ગર્વ. (પાઠ ૧૦) પ્રમાણિક, કિંમત, વર્ગ, આગ્રહ, ધન્ય. (પાઠ ૧૧) જાગ્તો, તૂટી, દ્રવ્ય, ભેળ્યુ, ભુડું, તાકયું (પાઠ ૧૨) યુધિષ્ઠિર, અર્જુન, ક્રોધ, વર્તણુકથી, દુર્યોધનથી, દ્રૌપદી, ચિત્રગુપ્ત, ગધર્વ, અતકરણ, ગુસ્સે. (પાઠ ૧૩) ડાહ્યો, ન્યાયાધીશ, પ્રીતિ, ચર્ચા. (પાઠ ૧૪) ગૃહસ્થ, નિસાસો, કદાપિ (પાઠ ૧૫) મહોલ્લામાં, મશ્કરી, આગ્રહ, સ્વાદે. (પાઠ ૧૭) રિવાજ, વર્તમાનપત્ર, ઉત્તર, લક્ષ્મી, પત્થર, ઝુંપડાં, ભટકતી, વિદ્યાર્થી. (પાઠ ૧૮) સ્વચ્છ, ચોટાડયા, ઇદ્રિય, સ્થિતિ, ડાકતર, પ્રસગ, અકસ્માત, ધ્યાન, છિદ્રો, નાહ્યા, અટકયુ, (પાઠ ૧૯) વિદ્વાન, પ્રમાણિક, નિર્ણય. (પાઠ ૨૦) દિલ્હી, પ્રખ્યાત, પરાક્રમી, વિદ્યાનો, વિષયો, નિશ્ચય. (પાઠ ૨૧) મચ્છર, ફાટયો, યુક્તિથી, ગર્વથી, અભિમાની, નમ્ર. (પાઠ ૨૨) પત્રવહેવાર, સ્થાપન, ઓફિસ, ટિકિટ, પરબિડિઆ, પત્તા, તીર્થરૂપ, ચિરંજીવી, રાજેશ્રી, પ્રિયભાઇ, સૌભાગ્યવતી, ગંગાસ્વરૂપ, ટુંકું, પત્તો, જિલ્લો. (પાઠ ૨૩) દોડાવ્યો, અલ્લાહ, વિનતી, આશ્ચર્ય, ભિખારી, સ્થિતિને, ભેટયો, ઈર્ષાખોર, દેશનિકાલ. (પાઠ ૨૪) વાદવિવાદ, ધુર્ત, પ્રાણી, પ્યારૂ, સ્વાર, ક્રૂર, સ્વારી, શ્રેષ્ઠ, ન્યાય, નિર્દોષી, વ્યાપાર, અપહાય. (પાઠ ૨૫) ધકદો, દોડાવ્યો, ફૂંટયો,

દોષ, સદ્‌ગુણી. (પાઠ ૨૬) પ્રદર્શન, ગૂંથેલી, તલ્લીન, વિષય, સંખ્યામાં, નૌતમલાલ, વિલાયતમા. (પાઠ ૨૭) કિલ્લો, અગત્ય, પુષ્કળ, વિના, સંગ્રહ. (પાઠ ૨૮) પિત્તળના, ચળકાટ, પ્યાલા, કઠિઆરા, વળેલો, તરસ્યા, વિસામો, ધર્માદાનાં, ચોકખું. (પાઠ ૨૯) શેખચલ્લી, તર્કપ્રસાદ, ગુરુની, વળગ્યો, તર્ક, વિદ્યાનો, ઉપાડયો, ધુણાવ્યું, ભાંગ્યો, ઉદ્યમે, ચેતવ્યો. (પાઠ ૩૦) મુકાવ્યો, દોડયો, ગોથુ, ઉડાડ, પ્રયાસ. (પાઠ ૩૧) મળસ્કે, તરુવર, વનસ્પતિ, જળઘાટે, પોઢે, સંતોષ વિપત્તિઓ, ચિંતવ્યા. (પાઠ ૩૨) પ્રકારની, ઈચ્છતા, ડહેલી, હુકકો. (પાઠ ૩૩) પિડાય, ગંદું, મંદવાડ, જંતુઓ, ખુણેખોચરે, પાથરણું, શ્વાસ, બિછાનાં, ઢોળાય, ઝાડીઝુડી, દુર્ગંધ. (પાઠ ૩૪) કૈકેયી, શત્રુઘ્ન, અયોધ્યામા, કૌશલ્યા, સુમિત્રા, લક્ષ્મણ, પ્રાણથી, વૃદ્ધ, સ્વભાવવાળી, પ્રીતિ, ઉથાપશે, ચૌદ, ધિક્કાર. (પાઠ ૩૫) ઢાલ, ટોળુ, ઝળકારા, સ્થિર, ચમત્કારવાળાં. (પાઠ ૩૬) ગ્રીષ્મ, શ્યામ, મહિમાય, ઝૂલે, કોકિલા, સુગંધ, ચિત્ત, આમ્ર, પ્રફુલ્લ. (પાઠ ૩૭) વસાવ્યુ, ડહાપણ. (પાઠ ૩૮) પ્રહલાદ, કસ્બો, પુરુષોના, પુતળા, ઓળગી, ખંડેર, ટોચ, દહેરૂ. મુશ્કેલ, દિવાલો, વાયવ્ય, ઓરંગા, પ્રવાહ, ઉતર્યો, પાટીઉ, આકૃતિ, ગોઠવ્યા. (પાઠ ૩૯) દેવસ્થાન, પર્વત, કાઠિઆવાડમાં, શેત્રુંજો, તળેટી, તૂટીને, ટુકડાની, શિખર, પાલિતાણા, દેવકીઉનાઇ, લસુંદ્રા, પીગળેલો, ઠંડું, ઝિંઝાય, તુટી. (પાઠ ૪૦) જન્મ, બન્યું, ગમ્મત, પૃથ્વી,

શક્તિ, નિચાણુ, સમુદ્ર, પશ્ચિમે. સરિતા, નિર્મળ, ચિત્રવિચિત્ર, કિનારે, પિછાણીએ. (પાઠ ૪૧) શાહમોહંમદ, ભુરૂ, તાણી, કોડીઓ, વીણવા. (પાઠ ૪૨) ભૂચિર, ભૂગોળવિદ્યા, ટંડેલ, નિશાન, અથડાય, પુષ્કળ, ક્રિયા, દ્વીપકલ્પ, હમેશાં, સામુદ્રધુની. (પાઠ ૪૩) ઈચ્છું છું, ત્રણેક, ભઠ્ઠીમાંથી, સળગાવેલા, પૈડાની, રેડયુ, સજ્જડ, ચોંટી, લોઢા, ઢેડવાડામાં, ગોદડાના, ખોળીઆ, ઝાપે. (પાઠ ૪૪) છુટ્ટી, ગિલ્લીદંડા, કિલ્લો, ઓફિસ, છંટાય છે, રાત્રે, વરાળયંત્રથી, મીણબત્તી. (પાઠ ૪૫) દુરસ્ત, ખુટતા, સખ્તી, લપેટી, તિજોરર, કોથળી, દાકતર (પાઠ ૪૬) કલેકટર, ઇન્સ્પેકટર, મુન્સફ, ચોર્યાંશી, કમિશનર, અધિકારી, અગત્યના, ઓછોવ-તો, ડેપ્યુટી, બોર્ડ, સમતિ, સિવિલસર્જન (પાઠ ૪૭)શાતિલાલ, પરીક્ષા, કાઠા, હથિયાર, કન્યાશાળા, નિરાશ, નીમ્યા (પાઠ ૪૮) શીખવ્યુ, ફૂટતા, થીજીને, સૂર્યના, કિરણો, પૃથ્વી, ઝાકળ, પહોચ્યાં. (પાઠ ૪૯) ફૂકીએ, ગતિમા, ઢાકુ છુ, ઠાલવી (પાઠ ૫૦) અંગ્રેજી, ગોઠવદ, મિઠાઇ, મોળી, બોળું છું, બેસ્વાદ, સ્વચ્છ, બાઝી, મુશ્કેલ. (પાઠ ૫૧)વિસ્મય, પ્યાલું, હલાવ્યુ, હેઠળ, સળગાવ્યો, લિલાશ, પદાર્થ, ચુટી, ઝાળ, ઘર્યું. (પાઠ ૫૨) ગોઠવ્યાં, અફાળી, વાંકીચુંકી, ગુરુજી, ખડકમાંથી, ઝુંમર. (પાઠ ૫૩) સ્કૂ, મિત્ર, ટીપ્યું, અસ્યા, વળ્યા, ચપટો, તારા, કઠેરા, દિવાલની, ખીંટીઓ, ઘડિઆળ, ગુચ્છ, નજર, સિવાય. (પાઠ ૫૪) ઈંદ્રિયો, ઉત્પન્ન, પાંદડાં,

ફૂલ, ચોંટીને, ટટાર, અગત્યનું, છિદ્રો, ચૂસે. શોષી, ખ્યાલ, મોઢા. (પાઠ ૫૫) દોહતા, પિળાશ, ઢીંગલીઓ, ચોંટાડવાને, હિંદુ, નિતારી, ડહોળી. (પાઠ ૫૬) પુષ્ટિકારક, હુંડી, ઉભીમાં, ઢુમસો, અડદ, શુલુ, ગુંદીને, પલાળીને, ફોલ્લા. (પાઠ ૫૭) દોડયા, સાંકડુ, શોષી, ચિરાએલા, અગથીઆનાં, કૃષ્ણલાલ. (પાઠ ૫૮) અવસ્થા, ભટકયા, સૂઢ, ખૂબસુરત, વેતરી, ઈંડાં, કીડીઆરામાથી, નિરાંત. (પાઠ ૫૯) બાથું, ઉતર્યો, શોધ્યો, પ્રાણી, ખાઉધરાં, કોહેલું, (પાઠ ૬૦) ગુચ્છાવાળી, કુંપળો, રાક્ષી, સુંવાળી, ઓચીંતી, કલ્લામાં. (પાઠ ૬૧) ગભરૂી, અક્કલવાળુ. (પાઠ ૬૨) શિઆળ, શ્રીધર. (પાઠ ૬૩) તાણ્યુ, તળીઆ. (પાઠ ૬૪) અગ્નિ, ગર્જના, ધ્રૂજતા, ચોંટયું, ઠેલણગાડી, ભૂખ્યો, વસ્તી, પાંજરૂ. (પાઠ ૬૫) ગણ્યાં, હાડપિંજર, ટાગ્યુ, બિહામણું, કૌવત, પુકકો, માસપેશી, રેશાની, સકડાય (પાઠ ૬૬) સૂક્ષ્મદર્શક, દાઝીએ, રૂઝતો, લહું, ભોકે, હેઠલુ, અસંખ્ય, ઋતુમા. (પાઠ ૬૭) ઠરાયું, ડુક્કર. (પાઠ ૬૮) વાસ્કુટ, ઝભ્ભા, ઊઠવેઠ (પાઠ ૬૯) છોલાણું, પાણિઆરૂ, તુળસીકયારો, છીંડો, ચીતરાવ્યાં, સરડાવ્યુ, અભ્યાસ, ઝરૂખામા. (પાઠ ૭૦) ઘડિઆળ, મિનિટ, ચક્કર, ઠલવાઈ (પાઠ ૭૧) અઠ્ઠાવીસ, અથડાય, અંગ્રેજીમા. (પાઠ ૭૨) ત્રાજવું, કાટલું, તોળ્યું, બાંધ્યુ, જોખ્યું, યુક્તિઓ, ઓછુંવત્તું, મૂકયું.

---

# કડાંની ડ્રિલ.

કડાં લોઢાના સળીઆનાં બનાવેલાં હોય છે. અને તેનો વ્યાસ એક બિલ્લસ જેટલો હોય છે; અને તેની જાડાઇનો પરીઘ બે ઇંચનો હોય છે; તે રાતા, પીળા, વાદળી વગેરે તરેહ તરેહના પાકા રંગથી રંગેલા હોય છે. સૂચના—૧) કડાંની દરેક રમત અગિઆર સુધી કરાવી બારે કડાં હાથ સાથે લટકતાં રાખવવાં ૨) છેલ્લી રમતે બારે કડાં જમીન પર મુકાવી દેવડાવવાં, મૂકતાં અવાજ ન થાય તે બાબત સૂચના આપવી. ૩) કડાં મુઠીમાં જોરથી દાબીને પકડવા. અંગુઠો ટેકણમા કડાં ઉપર રાખવો જેથી કડાં હાલશે નહિ અને પકડવાં સુગમ પડશે. રમત ૧—તયાર (કડાં લેવા તત્પર થવું) ચાલો-બે કડાં બે હાથમાં લઇ હાથ નીચે લટકા રાખવા. ૧) બેઉ હાથ ઉંચા. ૨) બેઉ હાથ નીચા લટકતા. રમત ૨—૧) બેઉ હાથ સીધા લાંબા ખભાની સીધી લીટીમા (મુઠીઓ સામ સામી) ૨) બેઉ હાથ પીઠ ગમ પાછળ ખેચી કડાં છાતી આગળ રાખવા રમત ૩—બેઉ કડાં એકઠાં કરી વચ્ચેથી બેઉ હાથે સામ સામા પકડવા. ૧) ઘુંટણમાંથી પગ વાળી પગના આંગળાપર વજન રાખી બેસવું એડી ઉચી રાખવી (હાથ બે પગ વચ્ચે સીધા રાખવા) ૨) ઉભા થવું ને કડાં માથા ઉપર ધરી રાખવાાં (ઉભા થતી વખતે એડી જમીનપર ઠોકવી જોઇએ. ) રમત ૪—કડા છુટા કરી એકેક હાથમા પકડવા ૧) જમણો હાથ જમણી તરફ. ખભાની સીધી લીટીમા લંબાવવો. (ડાબો હાથ લટકતોજ રહેવા દેવો) ૨) એકથી ઉલટું. રમત ૫— ૧) જમણો હાથ સામો લાંબો કરવો. (ડાબો હાથ લટકતોજ રહેવા દેવો) ૨) એકથી ઉલટુ. રમત ૬— ૧) જમણો હાથ ઉચો (ડાબો હાથ લટકતોજ રહેવા દેવો. ૨) એકથી ઉલટું. રમત ૭—૧) બેઉ હાથ ઉચા (મુઠીઓ સામસામે)

૧) ૨) બેઉ કેડ઼ે પગના આંગળા આગળ (પગ ઘુંટણમાંથી સીધા રાખવા) રમત ૮—બેઉ હાથ ઉંચા (મુઠ્ઠીઓ સામસામે ૧) જમણો હાથ મો સામેથી ઉપલી તરફથી હાથ ફેરવીને ઉંચો રાખવો, (ડાબો હાથ લટકતોજ રાખવો) ૨) એથી ઉલટું. રમત ૯—૧) બેઉ હાથ સામા લાંબા (મુઠ્ઠીઓ સામસામા) ૨) બેઉ હાથ પાછળ લાંબા. રમત ૧૦—૧) બેઉ હાથ ખભાની સીધી લીટીમાં (મુઠ્ઠીઓ આકાશ તરફ ) ૨) બેઉ હાથના અગુઠા ખભાને અડકાવવા.

| | | |
|---|---|---|
| **અનાની ધાત.** | ૬૮ ~ રૂ ૪। | ૭૦ ~ રૂ. ૪।= |
| ૪ ~ રૂ. ૦। | ૭૨ ~ રૂ. ૪॥ | ૮૦ ~ રૂ. ૫) |
| ૮ ~ રૂ. ૦॥ | ૭૬ ~ રૂ. ૪॥। | ૯૦ ~ રૂ ૫॥= |
| ૧૨ ~ રૂ. ૦॥। | ૮૦ ~ રૂ. ૫) | ૧૦૦ ~ રૂ' ૬। |
| ૧૬ ~ રૂ. ૧) | ૮૪ ~ રૂ ૫। | ૧૦૦૦~ રૂ. ૬૨॥ |
| ૨૦ ~ રૂ. ૧। | ૮૮ ~ રૂ. ૫॥ | ૧૬ ~ રૂ. ૧) |
| ૨૪ ~ રૂ ૧॥ | ૯૨ ~ રૂ. ૫॥। | ૩૨ ~ રૂ. ૨) |
| ૨૮ ~ રૂ. ૧॥। | ૯૬ ~ રૂ. ૬) | ૪૮ ~ રૂ. ૩) |
| ૩૨ ~ રૂ. ૨) | ૧૦૦ ~ રૂ. ૬। | ૬૪ ~ રૂ. ૪) |
| ૩૬ ~ રૂ. ૨। | ૪૦૦ ~ રૂ ૨૫ | ૮૦ ~ રૂ. ૫) |
| ૪૦ ~ રૂ. ૨॥ | ૮૦૦ ~ રૂ. ૫૦ | ૯૬ ~ રૂ ૬) |
| ૪૪ ~ રૂ. ૨॥। | ૧૦ ~ રૂ ૦॥= | ૧૧૨ ~ રૂ. ૭) |
| ૪૮ ~ રૂ. ૩ | ૨૦ ~ રૂ ૧। | ૧૨૮ ~ રૂ. ૮) |
| ૫૨ ~ રૂ ૩। | ૩૦ ~ રૂ. ૧॥।= | ૧૪૪ ~ રૂ ૯) |
| ૫૬ ~ રૂ. ૩॥ | ૪૦ ~ રૂ. ૨॥ | ૧૬૦ ~ રૂ. ૧૦) |
| ૬૦ ~ રૂ. ૩॥। | ૫૦ ~ રૂ ૩)= | ૧૭૬ ~ રૂ. ૧૧) |
| ૬૪ ~ રૂ. ૪) | ૬૦ ~ રૂ. ૩॥। | ૧૯૨ ~ રૂ. ૧૨) |

૨૦૮ – રૂ. ૧૩) | ૨૫૬ – રૂ. ૧૬) | ૩૦૪ – રૂ. ૧૯)
૨૨૪ – રૂ. ૧૪) | ૨૭૨ – રૂ. ૧૭) | ૩૨૦ – રૂ. ૨૦)
૨૪૦ – રૂ. ૧૫) | ૨૮૮ – રૂ. ૧૮) |

## રૂપીઆભારની ધાત.

| રૂ. ભાર | | શેર | અધોળ |
|---|---|---|---|
| ૧। | રૂ ભાર. | ૦)૦॥ | ૦॥ |
| ૨॥ | " | ૦)- | ૧ |
| ૩॥। | " | ૦)-॥ | ૧॥ |
| ૫ | " | ૦)= | ૨ |
| ૬। | " | ૦)=॥ | ૨॥ |
| ૭॥ | " | ૦)≡ | ૩ |
| ૮॥। | " | ૦)≡॥ | ૩॥ |
| ૧૦ | " | ૦। શેર અથવા | ૪ |
| ૧૧। | " | ૦।૦॥ | ૪॥ |
| ૧૨॥ | " | ૦।- | ૫ |
| ૧૩॥। | " | ૦।-॥ | ૫॥ |
| ૧૫ | " | ૦।= | ૬ |
| ૧૬। | " | ૦।=॥ | ૬॥ |
| ૧૭॥ | " | ૦।≡ | ૭ |
| ૧૮॥। | " | ૦।≡॥ | ૭॥ |
| ૨૦ | " | ૦॥ | ૮ |
| ૨૧। | " | ૦॥૦॥ | ૮॥ |
| ૨૨॥ | " | ૦॥- | ૯ |
| ૨૩॥। | " | ૦॥-॥ | ૯॥ |
| ૨૫ | " | ૦॥= | ૧૦ |
| ૨૬। | " | ૦॥=॥ | ૧૦॥ |
| ૨૭॥ | " | ૦॥≡ | ૧૧ |
| ૨૮॥। | " | ૦॥≡॥ | ૧૧॥ |
| ૩૦ | " | ૦॥। | ૧૨ |
| ૩૧। | " | ૦॥।૦॥ | ૧૨॥ |
| ૩૨॥ | " | ૦॥।- | ૧૩ |
| ૩૩॥। | " | ૦॥।-॥ | ૧૩॥ |
| ૩૫ | " | ૦॥।= | ૧૪ |
| ૩૬। | " | ૦॥।=॥ | ૧૪॥ |
| ૩૭॥ | " | ૦॥।≡ | ૧૫ |
| ૩૮॥। | " | ૦॥।≡॥ | ૧૫॥ |
| ૪૦ | " | ૧ | ૧૬ |

તા. ૫-૩-૧૯૨૪ સમાપ્ત.

## મેસર્સ સી ડી. શાહ એન્ડ કો૦ કૃત.

### ત્રિવેદિવાચનમાળાના અર્થો.

| | | | |
|---|---|---|---|
| પુસ્તક ૧લાના | ૦-૪-૦ | પુસ્તક ૫માના | ૦-૮-૦ |
| પુસ્તક ૨જાના | ૦-૫-૦ | પુસ્તક ૬ઠ્ઠાના | ૦-૯-૦ |
| પુસ્તક ૩જાના | ૦-૬-૦ | પુસ્તક ૭માના | ૦-૧૦-૦ |
| પુસ્તક ૪થાના | ૦-૭-૦ | | |

### વર્નાક્યુલર ટેક્સ્ટ બુકોના અર્થો

| | | | | |
|---|---|---|---|---|
| બાળવર્ગની નોટ | ૦-૨-૦ | છઠ્ઠીના | અર્થ | ૦-૯-૦ |
| પહેલીના અર્થ | ૦-૨-૬ | સાતમીના | ,, | ૦-૧૦-૦ |
| બીજીના ,, | ૦-૪-૦ | કન્યા ૧લીના | ,, | ૦-૪-૦ |
| ચોથીના ,, | ૦-૭-૬ | કન્યા ૨જીના | ,, | ૦-૫-૦ |
| પાચમીના ,, | ૦-૮-૦ | કન્યા ૩જીના | ,, | ૦-૭-૦ |

### "ડિકટેશન શિક્ષક"

| | | | |
|---|---|---|---|
| બાળપોથીનો | ૦-૨-૦ | ત્રીજીનો | ૦-૩-૦ |
| પહેલીનો | ૦-૨-૬ | ચોથીનો | ૦-૪-૦ |
| બીજીનો | ૦-૩-૦ | પાચમીનો | ૦-૪-૦ |

☞ દરેક ધોરણના "મુખગણિત શિક્ષક" તૈયાર છે. ☜

ગુજરાતની સા૦ ભૂગોળની પ્રશ્નોત્તરમાળા ૩ આના.

સુરત જિલ્લાનો ભૂગોળ શિક્ષક ૩ આના.

ત્રીજા ધોરણની સૃષ્ટિજ્ઞાનની પ્રશ્નોત્તરમાળા ૪ આના.

**છગનલાલ મોતીરામ શાહ.**

"મુખગણિત શિક્ષક" વગેરેના કર્તા, ચાહ્મોર-સુરત.